# ઝબાનની હિફાઝત

જીભની સારસંભાળ વિશેની ચાળીસ
અહાદીસનું બોધપ્રદ વિવરણ

હઝરત મૌલાના આશિક ઈલાહી બુલંદશહરી સા. (રહ.)

અનુવાદક
**હસન ભડકોદ્રવી**



પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ—૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

પ્રકાશન નં. ૩૭૨

# ઝબાનની હિફાઝત

જીભની સારસંભાળ વિશેની ચાલીસ
અહાદીસનું બોધપ્રદ વિવરણ



● હઝરત મૌલાના આશિક ઈલાહી બુલંદશહરી સા. (રહ.)



● અનુવાદક ●
હસન ભડકોદ્રવી



★ પ્રકાશન વિભાગ ★
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ—૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

કિતાબનું નામ : ઝબાનની હિફાઝત

સંપાદક : હઝરત મૌલાના આશિક ઈલાહી બુલંદશહરી સા. (રહ.)

અનુવાદક : હસન ભડકોદ્રવી

પ્રકાશન નં. : ૩૭૨

આવૃત્તિ : પહેલી

પ્રત : ૧૧૦૦

પ્રકાશન વર્ષ : ૧૪૨૪ / 2003

મૂલ્ય :





પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ—૩૯૨ ૧૬૨,
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

PUBLICATION DEPARTMENT
DARUL ULOOM BHARUCH, MAHMOODNAGAR,
AT. & PO. KANTHARIA-392 162,
TA. & DIST. BHARUCH. (GUJ.-INDIA)

# ....અનુક્રમ....



# ✪ ઝબાનની હિફાઝત ✪

(૧)

## માત્ર એક જ વાક્ય દરજાતની બુલંદી અથવા દોઝખ-પ્રવેશનું નિમિત્ત બની જાય છે

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : બેશક, બંદો કદી અલ્લાહ તઆલાની રઝામંદીનું કોઈ એવું વાક્ય કહી દે છે કે જેની તરફ એનું ધ્યાન પણ જતું નથી અને તેના કારણે અલ્લાહ તઆલા તેના ઘણાં દરજાત બુલંદ ફરમાવી દે છે અને બેશક, બંદો કદી અલ્લાહ તઆલાની નાફરમાનીનું એવું વાક્ય કહી નાખે છે કે તેની તરફ એનું લક્ષ પણ હોતું નથી અને તે એ વાક્યના કારણે દોઝખમાં ફંગોળાતો ચાલ્યો જાય છે. *(મિશ્કાત-૪૧૧, બુખારી)*

**વિવરણ** : આ હદીષ મુબારકમાં ઝબાનની ખૂબી અને ખરાબી બંને ચીજો બતાવવામાં આવી છે. એક વાક્ય કેટલું કિંમતી હોઈ શકે છે અથવા કેટલું નુકસાનકારક હોઈ શકે છે તેનું અનુમાન ઉપરોક્ત હદીષથી સ્પષ્ટપણે કરી શકાય છે. અલ્લાહ તઆલાનું નામ લેવું, અલ્લાહ તઆલાની વાત કોઈને પહોંચાડવી, કોઈ મઝલૂમની સહાય માટે એકાદ વાક્ય કહી દેવું, કોઈ ઝાલિમ કે અત્યાચારી બાદશાહની સામે સાચી વાત ઉચ્ચારવી—આ સઘળી ચીજોથી

મોટા મોટા દરજાત કે પદવીઓ પ્રાપ્ત થાય છે. કેટલીક વાર ધ્યાન પણ હોતું નથી અને મુસલમાનની ઝબાનથી ભલાં અને સારાં વાક્યો સરી પડે છે, જે ઉચ્ચ દરજ્જાનું કારણ બની જાય છે. આથી ઊલટું, ગફલત અને અજાણતામાં જીભેથી અમુક એવા વાક્યો નીકળી જાય છે, જે માનવને હલાકતની ઊંડી ગર્તામાં ધકેલી જહન્નમમાં પહોંચાડી દે છે. આ ઊંડાઈ મામૂલી હોતી નથી, બલકે પૂર્વ–પશ્ચિમમાં જે અંતર હોય છે તેનાથી પણ વધુ આ ઊંડાઈનું અંતર હોય છે (આ વિષેની હદીષ આગળ આવી રહી છે).

**માનવ-અંગોમાં ઝબાનની હેસિયત :**

ઈન્સાનના અવયવોમાં ઝબાન એક એવો અવયવ છે, જે દેખાવમાં તો નાનકડો છે; પરંતુ બીજા અવયવોની સરખામણીમાં એને ખાસ પ્રકારની મહત્ત્વતા કે અહમિયત પ્રાપ્ત છે. ભલે, આ અવયવ નાનકડો છે, પણ એનાં કરિશ્મા અને ચમત્કાર ઘણાં મોટા મોટા છે અને એની ખરાબીઓ પણ એટલી જ મોટી તથા ભયાનક છે. એના કારણે આખિરતના મહાન દરજાત પણ પ્રાપ્ત થાય છે, કારણ કે એનાથી ઘણી નેકીઓ અસ્તિત્વમાં આવે છે અને બીજાં અંગો–ઉપાંગો જે કામ કરે છે તેમાં પણ સામાન્યતઃ જીભનો સહકાર અને ભાગીદારી રહે છે. એથી ઊલટું, ઝબાનથી ઘણા ગુનાહ થાય છે અને બીજા અવયવોના ગુનાહોમાં પણ એનો સહકાર અને શિર્કત રહે છે. કુફ્ર અને શિર્કની વાતો ઝબાનથી જ તો નીકળે છે. એના વડે જ જૂઠી કસમ ખવાય છે, જૂઠી ગવાહી અપાય છે. ગીબત, ચુગલખોરી, ઠઠ્ઠામશ્કરી, કાફિરો અને અપરાધીઓની પ્રશંસા, આક્ષેપબાજી અને આ પ્રકારના મોટા મોટા ગુનાહ ઝબાન દ્વારા આચરવામાં આવે છે. કેટલીક વાર મોઢેથી કોઈ એવી વાત નીકળી જાય છે, જેના તરફ ઝાઝું ધ્યાન પણ જતું નથી, પણ એના કારણે ઈન્સાન દોઝખમાં ફંગોળાતો ચાલ્યો જાય છે.

હઝરત સુફયાન ઈબ્ને અબ્દુલ્લાહ સકફી (રદિ.) ફરમાવે છે કે મેં અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારા પ્રત્યે સૌથી વધુ કઈ ચીજનો ખૌફ અને ભય છે ? આપે (સલ.) પોતાની જીભ પકડી અને ફરમાવ્યું કે સૌથી વધુ આનો ભય છે. *(તિરમિઝી)*

**ઝબાનની ખેતીવાડી :**

એકવાર હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત

મુઆઝ (રદિ.)ને કેટલીક વાતો બતાવી. પછી અંતે ફરમાવ્યું : શું હું તમને એવો અમલ ન બતાવી દઉં, જેના વડે તમે આ બધી ચીજો પર કાબૂ પામી શકશો (જેમનું પહેલાં વર્ણન થયું). હઝરત મુઆઝ (રદિ.)એ અરજ ગુઝારી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જરૂર ઈરશાદ ફરમાવો. ત્યાર બાદ આપે પોતાની જીભ પકડી ફરમાવ્યું : આને પોતાના હકમાં મુસીબત અને જોખમ બનવાથી રોકી રાખજો. હઝરત મુઆઝ (રદિ.)એ કહ્યું કે હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમારા બોલવા ઉપર પણ પકડ થશે ? આપે ફરમાવ્યું : હે મુઆઝ ! તમે પણ અજીબ માણસ છો ! લોકોને દોઝખમાં ઊંધા માથે ફેંકનારી જે ચીજો હશે તે એમની જીભે કાપેલી–લણેલી ખેતીઓ જ તો હશે ! *(તિરમિઝી)*

મતલબ આ છે કે દુનિયામાં જે કૃત્યો થઈ રહ્યાં છે તેમના વડે પ્રત્યેક માણસ પોતાની સારી યા બુરી ખેતીનું વાવેતર કરી રહ્યો છે અને બરાબર એનો વિકાસ કરી રહ્યો છે. જ્યારે કિયામતનો દિવસ હશે તો દરેક પોતપોતાની ખેતી કાપી લેશે, એટલે કે આ'માલનું ફળ મેળવી લેશે. દોઝખમાં પ્રવેશનારા લોકો પણ પોતાની ખેતીઓ કાપશે–લણશે, અર્થાત્ આ'માલનાં પરિણામ એમની સામે આવી જશે અને તેઓ એ આ'માલની સજા ભોગવશે. દોઝખમાં લઈ જનારા મોટાભાગે તે જ આ'માલ હશે, જેમને ઝબાને વાવ્યા અને લણ્યા હતા. બસ, મોટાભાગે ઝબાન જ દોઝખમાં પ્રવેશનું નિમિત્ત બને છે.

**ઝબાન પર અંકુશ મેળવવાની જરૂર છે :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે ઝબાનને જેટલી કાબૂમાં રાખવાની જરૂર છે, એટલી બીજી કોઈ ચીજને કાબૂમાં રાખવી જરૂરી નથી (કારણ કે ઝબાનમાં અનેક જોખમ છે). ઈન્સાનના માથે ગુનાહોનું પોટલું બાંધવામાં ઝબાનની ભૂમિકા સૌથી મોટી છે. બધા જ અવયવોને ગુનાહોથી બચાવવા જરૂરી છે; પરંતુ ઝબાનની સાચવણી–ભાળવણી અને એના પર કાબૂ રાખવો સૌથી વધુ મહત્ત્વનું છે.

હઝરત યૂનુસ ઈબ્ને ઉબૈદ (રદિ.)એ ફરમાવ્યું કે જે માણસ વિચારપૂર્વક ઝબાનનો ઉપયોગ કરે છે તો હું એના આ'માલ સારા જોઉં છું. એક બુઝુર્ગનું કથન છે કે પોતાની વાતને માલની માફક સાચવી રાખો અને જ્યારે ખર્ચ કરવા ચાહો તો ખૂબ સંભાળપૂર્વક અને ખૂબ સમજી વિચારીને ખર્ચ કરો.

(૨)

# ઇન્સાન પોતાના કદમથી એટલો લપસી પડતો નથી, જેટલો પોતાની જીભથી લપસી પડે છે

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઇરશાદ ફરમાવ્યો કે બેશક, બંદો માત્ર લોકોને હસાવવા માટે કોઈ વાક્ય કહી દે છે, પરંતુ એ વાક્યને કારણે તે એવી (વિનાશકારી) ખાઈમાં પડતો ચાલ્યો જાય છે, જેનું અંતર આસમાન અને જમીન વચ્ચેના અવકાશથી પણ વધુ હોય છે. પછી ફરમાવ્યું કે બેશક, ઇન્સાન પોતાની ઝબાનથી એટલો બધો લપસી પડે છે, જેટલો પોતાના કદમથી (પણ) લપસી પડતો નથી. *(મિશ્કાત ૪૧૩, બયહકી)*

**વિવરણ** : આ હદીસમાં બે વાતો ઇરશાદ ફરમાવી છે. પ્રથમ આ કે કેટલીક વાર લોકોને હસાવવા માટે ઇન્સાન એવું વાક્ય કહી નાખે છે, જેના કારણે હલાકત કે વિનાશની ખાણમાં પડતો ચાલ્યો જાય છે અને આ ખાણની ઊંડાઈ આકાશ અને જમીનના દરમિયાન જે અંતર છે તેનાથી પણ વધુ હોય છે. બીજી વાત આ ઇરશાદ ફરમાવી કે અમુકવાર ઇન્સાન પોતાની ઝબાનથી એટલો લપસી પડે છે, જેટલો પોતાના પગે પણ લપસતો નથી. એનું કારણ આ છે કે જો પગ લપસી પડે તો થોડીક ચોટ લાગી જાય છે, જે બે–ચાર દિવસમાં સારી થઇ જાય છે અને જો ઝબાન લપસી પડે છે તો તેનાથી દુનિયા અને આખિરત બરબાદ થઇ જાય છે. જો કુફ્ર–શિર્કની વાત કહી તો દોઝખમાં ગયો. જો કોઈને ગાળ દીધી તો માથે ખાસડું પડયું. અહિંયાની વાત ત્યાં કહી દીધી તો બે કુટુંબો વચ્ચે કલેહ–કંકાશ ઉત્પન્ન કરી દીધો. જાહેર છે કે ઝબાને જરા અમસ્તી હરકત કરી અને આવડી મોટી મોટી મુસીબતો પોતાના અને બીજાઓના માટે ઊભી થઇ ગઇ. આ જ કારણે ઝબાનને સખતાઈથી મહફૂઝ રાખવાની જરૂર છે.

હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઇરશાદ ફરમાવ્યો કે જે માણસ મને પોતાનાં જડબાંના દરમિયાનની ચીજ (ઝબાન) અને પોતાની જાંઘોના દરમિયાનની ચીજ (શર્મગાહ–ગુપ્તાંગ)ને મહફૂઝ રાખવાની ગેરંટી આપી દે તો હું તેને જન્નત (–પ્રવેશ)ની ગેરંટી આપું છું. *(બુખારી)*

આ હદીસ શરીફથી સ્પષ્ટ થયું કે દોઝખે લઈ જવામાં ઝબાનં અને શર્મગાહની મોટી દખલ છે અને આ બંનેની હિફાઝત જન્નત–પ્રવેશનું ઘણું મોટું નિમિત્ત છે.

એક દિવસે હઝરત ઉમર (રદિ.) હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની પાસે ગયા. ત્યાં પહોંચ્યા તો જોયું કે હઝરત સિદ્દીકે અકબર (રદિ.) પોતાની જીભ ખેંચી રહ્યા છે. હઝરત ઉમર (રદિ.)એ અરજ કરી કે હાય, અલ્લાહ તઆલા આપને માફ કરે, આપ આ શું કરી રહ્યા છો ? હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ ફરમાવ્યું કે એણે મને હલાકતના સ્થળે પહોંચાડી દીધો છે, એટલે ખેંચી રહ્યો છું. *(મુઅત્તા)*

(૩)

## ફુઝૂલ કામ અને વ્યર્થ વાતથી થતું નુકસાન

હઝરત અનસ (રદિ.)નું બયાન છે કે સહાબા (રદિ.)માંથી એક માણસની વફાત થઈ ગઈ. એના પર એક માણસે કહ્યું કે તું જન્નતની બશારતથી ખૂશ થઈ જા. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એની વાત સાંભળીને ફરમાવ્યું કે (તમે ખૂશખબરી આપી રહ્યા છો) અને તમે જાણતા નથી (કે તેના કેવાં કેવાં કૃત્યો હતાં). શક્ય છે કે તેણે કોઈ લા યા'ની (વ્યર્થ) વાત કહી હોય અથવા એવી ચીઝ ખર્ચ કરવામાં કંજૂસાઈ કરી હોય, જે ખર્ચ કરવાથી ઓછી થતી નથી. *(મિશ્કાત–૪૧૩, તિરમિઝી)*

**વિવરણ** : હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખૂશખબરી આપનાર સહાબીને સાવચેત કર્યા કે તમે કેવા વિશ્વાસપૂર્વક એમને જન્નતી કહી રહ્યા છો ! પ્રત્યેક માણસની સ્થિતિ, કૃત્યો અને પ્રવૃત્તિઓ દરેકની સામે હોતાં નથી, જેથી યકીન સાથે એવી વાત કહેવામાં ન આવે, જેનાથી ગૈબ જાણવાનો દાવો ફલિત થતો હોય. અલબત્ત, મરનાર વ્યક્તિ માટે દુઆ–ઈસ્તિગફાર કરે અને તેની ખૂબીઓ બયાન કરે તથા અલ્લાહ તઆલાથી તેની બેહતરીની ઉમ્મીદ રાખે.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સાવચેત ફરમાવતાં બે એવી વાતોનો ઉલ્લેખ ફરમાવ્યો, જે જન્નતમાં જવાથી રુકાવટ બની શકે છે.

તે પૈકી એક આ છે કે સંભવિત છે કે તેણે કોઇ વ્યર્થ વાત કહી હોય. બીજી વાત આ છે કે શક્ય છે કે તેણે એવી ચીજ ખર્ચવામાં કંજૂસાઇ કરી હોય, જેને ખર્ચવાથી ઘટતી નથી. ઉદાહરણ રૂપે કોઇ માણસે ઈલ્મની કશી વાત પૂછી હોય અને જાણવા છતાં તે બતાવી ન હોય અથવા ફર્ઝ ઝકાતની અદાયગીમાં કંજૂસાઇ કરી હોય અથવા બીજા સદકાત અને નફકાત–જેમનું ખર્ચ કરવું જરૂરી છે–તેમાં ખર્ચ કરવાથી અળગો રહ્યો હોય. (સદકાત અને નફકાતની ગણના એવી ચીજોમાં કરી છે, જેમને ખર્ચ કરવાથી માલમાં ઘટાડો થતો નથી, કારણ કે એનાથી માલ દેખીતી રીતે તો ઓછો થતો જણાય છે, પરંતુ હકીકતમાં તો વધે છે.)

**વ્યર્થ વાતોનું નુકસાન :**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આ કથન કે, "શક્ય છે કે તેણે લા યા'ની (વ્યર્થ) વાત કહી હોય" – આપણા સૌના માટે અત્યંત વિચારનીય છે. આમાં તે વાતો પણ સમાવિષ્ટ છે, જે દુનિયા અને આખિરતના નુકસાનનું નિમિત્ત બને છે અને તે વાતો પણ શામેલ છે, જેમાં ન નુકસાન છે, ન લાભ. જે ચીજોમાં નુકસાન છે અને પડપૂછ તથા અઝાબ છે તેમનાથી બચવું તો દરેક માનવીની બુદ્ધિનો તકાદો છે; પરંતુ જે વાતોમાં ન નુકસાન હોય, ન લાભ; તે પણ નુકસાનની જ વાતો છે, કારણ કે જેટલો સમય એવી વાતો કરી તેટલો સમય અલ્લાહ તઆલાનું નામ લઇ શકાતું હતું, તિલાવત કરી શકતા હતા, દુરૂદ શરીફ પઢી શકતા હતા. બસ, આ લાભોની બરબાદી એક પ્રકારનું નુકસાન જ છે. ઉપરાંત, વ્યર્થ અને ફુઝૂલ વાતો શરૂ કરવાથી વાત વધતાં વધતાં લોકોની બુરાઇ અને ગીબત સુધી નોબત પહોંચી જાય છે. આ કારણે બેહતરી એમાં જ છે કે ચૂપ રહે યા અલ્લાહ તઆલાનો ઝિક્ર કરે યા જરૂરત પૂરતી દુનિયાની થોડીઘણી જાઇઝ વાત કરે. વધુ વાતચીત, ભલે તે જાઇઝ હોય, દિલમાં સખતાઇ અને કઠોરતા ઉત્પન્ન થવાનું સાધન બની જાય છે. જેમકે હદીસ નં. ૩૯માં આવશે, ઈન્શાઅલ્લાહુ તઆલા. આ કારણે ફુઝૂલ અને લા યા'ની (વ્યર્થ) વાતોથી બચવાની સખત જરૂર છે.

(૪)

## નકામી વાતોથી બચવામાં સફળતા રહેલી છે

કુર્આને મજીદમાં ઈરશાદ છે કે :

"પોતાની નમાઝમાં ખુશૂઅ–આજિઝી (નમ્રતા) ધરાવનાર મુસલમાનો સફળતા મેળવનારા છે અને (તેઓ) વ્યર્થ–નકામી વાતોથી અળગા રહેનારા છે."

**વિવરણ** : કુર્આન મજીદમાં સફળતા મેળવવાના ગુણોમાં વ્યર્થ વાતોથી બચવા અને દૂર રહેવાના ગુણનો પણ સમાવેશ કરાયો છે. તાત્પર્ય એ કે આવા લોકો પોતાના જીવનનો ઉપયોગ સારા કામ પાછળ કરે છે. બેમકસદ–હેતુ વિનાનું જીવન જીવતા નથી. નકામા અને બેકાર કામોમાં પોતાનો કિંમતી સમય બગાડતા નથી. જો કોઈ વ્યર્થ–નકામી વાત કરે તો તેનાથી પોતાનું મોઢું ફેરવી લે છે. વિમુખ બની ત્યાંથી હટી જાય છે. તેઓને પોતાના ઈમાનવાળા જીવનમાં એટલી નવરાશ જ નથી હોતી કે તેઓ ફાયદા વિનાના અને નકામા કામોમાં મશગૂલ બને.

જેને પોતાના હકીકી મહબૂબની યાદથી જ ફુરસદ ન હોય, તેઓ કામ વિનાની વાતો તરફ શા માટે લક્ષ આપે ?

**ચે ખૂશ ગુફ્ત બહલોલ ફરખન્દા ખૂ, ચૂં બ–ગુઝશ્ત બર આરિફે જંગ જૂ**
**ગર ઈં મુદ્દઈ દસ્ત વ શનાખ્તી, બ–બેકાર દુશ્મન ન પરદાખ્તી.**

**અર્થ** : સારી આદતવાળા બહલોલે કેવી સારી વાત કહી છે ? શક્તિ–શાળી એવા આરિફને જે અનુભવ થયો તે જોઈ હાથના પારખુ એવા દાવેદારે સલાહ આપી કે (જીભ હલાવી) ખોટી રીતે દુશ્મન પેદા ન કરો !

એક હદીસમાં ઈરશાદ છે કે :

આદમ અલૈહિસ્સલામના ઉત્તમ ગુણો પૈકીનો એક ઉત્તમ ગુણ એ પણ છે કે કામ વિનાની વસ્તુઓનો ત્યાગ કરો. *(તિરમિઝી)*

બુઝુર્ગાને દીન ફરમાવે છે કે નકામી અને કામ વિનાની વાતોથી નૂરાનિયત નાશ પામે છે. વ્યર્થની વ્યાખ્યામાં નકામા કામ સાથે નકામી વાતોનો પણ સમાવેશ થાય છે. મુઅમિન બંદો પોતાની આખિરત સુધારવા અને ત્યાંના દરજાત બુલંદ બનાવવાની ફિકરમાં રહેતો હોય છે. તેને નકામી વાતોમાં પરોવાઈ જવાની ફુરસદ જ ક્યાં હોય છે ? ન તો પોતે નકામા કામોમાં મશગૂલ બને છે કે, ન તો બીજાનાં વ્યર્થ કાર્યો અને વ્યર્થ વાતો પ્રત્યે ધ્યાન આપે છે. કોઈને વ્યર્થ વાતોમાં પરોવાયેલો જુએ છે તો નજર નીચી કરી આંખ આડા કાન કરીને આગળ વધી જાય છે. **વઇઝા મર્રૂ બિલ્લગ્વિ મર્રૂ કિરામા.**

તાશ અને શતરંજ વગેરેમાં કલાકોનો સમય વેડફનારા પોતાના જીવનનો કિંમતી સમય કઇ રીતે વેડફી રહ્યા છે ? આ વિશે જરા સમજ અને હોશ તો રાખે !

(૫)

# નકામી વાતો અને સતત સવાલ કરવાની મનાઇ

હઝરત મુગીરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલાએ તમને મનાઈ ફરમાવી છે માંની નાફરમાની કરવાની, જીવતી દીકરીઓને દફન કરી દેવાની, આપવાની વસ્તુને રોકી દેવાની અને લેવાની (એટલે કે હાથ ફેલાવવાની) તથા તમારા માટે નકામી વાતો કરવાની, વધારે સવાલ કરવાની અને માલને વેડફવાની વાતને નાપસંદ ફરમાવી છે. *(બુખારી–મુસ્લિમ)*

**વિવરણ** : આ હદીસ મુબારકમાં ઘણા કામો વિશેની મનાઈ છે. પ્રથમ એ કે અલ્લાહ તઆલાએ તમારા માટે માંની નાફરમાની–અવજ્ઞા કરવાની મનાઈ ફરમાવેલ છે. માંની નાફરમાની કરવાના કામની મનાઈ છે, એ જ રીતે વાલિદની નાફરમાની કરવાની સાફ મનાઈ છે, હરામ છે, જેનું વર્ણન બીજી હદીસોમાં આવેલ છે. આ હદીસમાં ખાસ કરીને માંની નાફરમાનીનું વર્ણન છે, કારણ કે માં ઓરત–સ્ત્રીજાત હોવાની રૂએ કમઝોર–અબળા છે. બાપ તો ધમકાવી–ડરાવીને અને દંડા તથા મૂક્કા–ધોલ–ધપાટના બળે ઘણાં કામ (દીકરા–દીકરીઓ પાસેથી) કઢાવી લે છે. માં બીચારી કશું કરી શકતી નથી. આથી તેણી માટે વધુ છૂટ છે, તેના પ્રતિ વધુ લક્ષ જરૂરી છે.

આ હદીસમાં બીજી આ વાતનું વર્ણન છે કે અલ્લાહ તઆલાએ જીવંત દીકરીઓને દફન કરવાનું હરામ ઠેરવ્યું. ઈસ્લામ આવ્યો એ અગાઉના અજ્ઞાનકાળમાં આરબો આ વાત ઉપર વધુ શરમાતા અને અચકાતા કે અમારા ત્યાં દીકરી અવતરી. કોઇને ખબર પડતી કે મારે ત્યાં દીકરી પેદા થઇ છે તો તે લપાઇ–છુપાઇને ફરતો. ગમ અને ગુસ્સામાં આવી જતો. કેટલાક લોકો છોકરી પેદા થતાં જ દફનાવી દેતા. ઈસ્લામે આ જહાલત અટકાવી, છોકરીઓની પરવરિશ–ઉછેરની તાલીમ અને પ્રેરણા આપી અને આમ કરનારને ઘણા અજરો–સવાબનો વાયદો આપ્યો. ઓરતને માન અને મોભાભર્યુ સ્થાન આપ્યું. મહદંશે

ઓરતો ઈસ્લામના અહકામ ઉપર ચાલવામાં પાછીપાની કરે છે. આમ નથી સમજતી કે ઈસ્લામ આવ્યા અગાઉ અમારી કોઈ હેસિયત ન હતી. ઈસ્લામે અમારા મોભાને વધાર્યો અને અમારી સાથે રહમત, શફકત ને માનભર્યો વર્તાવ કરવાનો હુકમ આપ્યો. આ માટેનો શુક્રો–એહસાન માનવાની રીત તો આ હતી કે ઈસ્લામના દરેક હુકમને દિલોજાનથી માનત અને ખુલૂસ દિલથી દરેક હુકમ અમલમાં મુકત. અફસોસ છે કે ઈસ્લામના અહકામનો ભંગ કરવામાં ઓરતો જ આગળ નજરે પડે છે !

ત્રીજી આ વાતનો ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલાએ રોકવાને અને માંગવાને હરામ ફરમાવેલ છે. જે વસ્તુ કરવાનું ફર્ઝ અથવા વાજિબ છે તેને રોકવું–અટકાવવું હરામ છે. વળી, જે વસ્તુ લેવી હલાલ નથી તે માંગવી પણ હરામ છે.

આ પછી અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલાએ તમારા માટે વ્યર્થ વાતો–કામો હરામ ઠરાવ્યાં અને વધારે સવાલ કરવાની મના ફરમાવી. મતલબ કે આમ તેમ વાતો કરવી અને એક બીજાની વાતો સાંભળી નકલ કરવા જેવાં વ્યર્થ કામો કરવાથી અળગા રહે. લોકોમાં ટેવ હોય છે કે જે વાત સાંભળે છે તેને આમ તેમ ફેલાવે છે. ઘણી વેળા વાત કહેનારની જાણ પણ નથી હોતી; પરંતુ સાંભળેલી વાત ઉપર વિશ્વાસ મૂકી ફક્ત ધારણાના આધારે વાત ફેલાવી દેવામાં આવે છે. ઘણી વાર આમ પણ બને છે કે કહેનારની જાણ હોય છે; પરંતુ તે ફાસિક–ફાજિર હોય છે અને સાચી વાત કહેવાની સંભાળ નથી લેતો હોતો અને તપાસ કરી વાત ઉચ્ચારે એની પણ કાળજી લેતો હોતો નથી. આ રીતે બેકાળજીથી વાત આગળ વધતી જાય છે. વળી, કેટલીક વેળા તપાસ કે ખાતરી કર્યા વિનાની વાત ફેલાવવાથી ઝઘડા પણ થાય છે. આમ નિષ્કાળજીથી વાત આગળ વધતી ગામ કે શહેર સુધી પહોંચી જાય છે, જૂઠી અફવા પ્રસરી જાય છે. આથી ટંટા–ફસાદ ફાટી નીકળે છે. માણસને જોઈએ કે પોતાની કાળજી લે અને તારી–મારી વાત અને આમ–તેમના બનાવોની ખબરો ઉપર ધ્યાન ન આપે. કોઈ વાત કાન સુધી આવે તો તેને આગળ ન વધારે. લોકોએ એવી ટેવ પાડી લીધી છે કે મજલિસોમાં બેસી નકામી તથા ઝઘડાળુ વાતોમાં પડી વખત બગાડે છે. ચીન, જાપાન, અમેરિકા અને રૂસના બનાવોની ચર્ચા કરતાં ફરે છે. કોઈ દેશમાં ચૂંટણી હોય તો તે ઉપર ચર્ચા–વિચારણા અને અભિપ્રાય આપવા મંડી પડે છે. જો કે હજારો

માઈલ આવેલા એ દેશ વિશે તેમની કોઈ સલાહ લેવા નથી આવતું અને તેમનો અભિપ્રાય એ દેશ સુધી પહોંચવાનો પણ નથી. ઉપરાંત, આ વિવરણ નકામી અને વ્યર્થ વાતો તો ગણાય જ છે. અલ્લાહનું નામ લઈ જે વખત વિતાવવાનો હતો અને એ વખતનો સદ્ ઉપયોગ કરી આખિરતમાં તેનો ફાયદો મેળવી શકાતો હતો તેના બદલે ગુનાહો વહોરી ફક્ત વખત જ ન બગાડયો; પરંતુ એ વખત વબાલ–આફતરૂપ નીવડશે. આ તો એવી વાત થઈ કે એક માણસ પોતાની સારી એવી દોલત વડે ઝ઼ેર ખરીદે અને એમાંથી દરરોજ થોડું થોડું પીતો રહે. અલ્ ઈયાઝુ બિલ્લાહ !

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વધારે સવાલો કરવાની પણ મનાઈ ફરમાવી. આ મનાઈમાં દીની સવાલોનો સમાવેશ થતો નથી. જરૂરી વાત તો માણસે જણાવવી જ જોઈએ; પરંતુ જરૂરત વિનાના સવાલો પસંદગીપાત્ર અને ઈચ્છવા યોગ્ય તો નથી જ હોતા. ઘણા લોકો અહકામે શરીઅતની હિકમતો અને ઈલ્લતો શોધતા ફરતા હોય છે. જ્યારે કોઈ આલિમ તે બતાવી દે છે ત્યારે કહે છે, અમારી સમજમાં નથી આવતું. આ પછી લાંબી ચર્ચા છેડી દે છે અને એવી વાતો પૂછે છે, જેની દુનિયા તથા આખિરતમાં જરૂર નથી હોતી. વળી, ન તો તે ઈમાનનો કોઈ અંશ હોય છે કે ન તો તે આખિરતના આધારરૂપ હોય છે. ઘણી વખત એવું જોવામાં આવે છે કે આવા સવાલો કરનાર દીનની જરૂરી જાણકારીથી પણ કોરા હોય છે. નમાઝના ફરાઈઝ અને વાજિબાત સુદ્ધાંય જાણતા નથી હોતા. નમાઝમાં જે પઢવાનું હોય છે તે પણ ખોટું પઢતા હોય છે. આવા લોકો જરૂરી વાતોમાં મશગૂલ બનવાને બદલે વ્યર્થ સવાલોમાં રસ ધરાવે છે; તેને એક પ્રકારની પ્રવૃત્તિ બનાવી લે છે. શયતાન તેઓને ઠસાવી દે છે કે, અમે અગત્યના ઈલ્મની જાણકારી મેળવી રહેલા છીએ. આમ કરીને તે તેઓને ફરાઈઝ અને વાજિબાત શીખવાથી દૂર રાખે છે.

### માલ વેડફી નાખવાની મનાઇ :

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માલ વેડફવાની મનાઈ ફરમાવી છે. હલાલ માલ અલ્લાહ તઆલાની નેઅમત છે. આ માલને ફુઝૂલ–ખર્ચીમાં લગાવવો, નિષ્કાળજીપૂર્વક ખર્ચી નાખવો અને ન સાચવવો એ બધાંની મનાઈ છે. કોઈ પણ આમ ન વિચારે કે આ માલ હું કમાયો છું અને મરજી પડે ત્યાં ખર્ચી શકું છું. ઇચ્છું તે કરું, તેને ફેંકી દઉં અથવા સાચવીને રાખું. આ બધી

જહાલતની વાતો અને વિચારો છે. ખરો માલિક તો અલ્લાહ જ છે. તે જ માલનો માલિક છે. તેની મખ્લૂક તથા માલિકીની વસ્તુને બરબાદ કરવાની તેણે મનાઈ ફરમાવી છે. આમ કરવાનો અલ્લાહને અધિકાર છે. આથી તેણે પોતાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારફતે માલ વેડફવાની મનાઈ ફરમાવી છે.

ફુઝૂલખર્ચી કરનારાઓ માટે ઈરશાદે ખુદાવંદી છે કે :

"હે આદમની ઔલાદ ! તમે મસ્જિદમાંની દરેક હાજરી વેળા પોતાનો લિબાસ પહેર્યા કરો અને સારી પેઠે ખાવ, પીઓ અને હદથી (આગળ) ન વધો. બેશક, અલ્લાહ તઆલા હદથી આગળ વધનારાઓને પસંદ ફરમાવતો નથી !" *(સૂરએ અઅ્રાફ)*

બીજા ઠેકાણે ઈરશાદ છે :

"બેશક, પ્રસંગ–તક વિના (માલ) ઉડાવનારા શયતાનના ભાઈ છે અને શયતાન પોતાના પરવરદિગારનો મોટો નાશુક્રો છે."

જુઓ, માલ ઉડાવનારાઓને શયતાનના ભાઈ કહેવામાં આવેલ છે.

(૬)

## લોકોને મુઅતકિદ બનાવવા માટે વાત શીખવાની વબાલ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે :

"જેણે વાતચીત કરવાની જુદી જુદી રીત (વક્તવ્ય કળા) એટલા માટે શીખી કે તેના દ્વારા લોકો ઉપર પ્રભાવ પડે, લોકોને વશ કરે, એટલે કે લોકોને પોતાના મતના બનાવે તો આવા માણસના ફર્ઝ કે નફલ અલ્લાહ તઆલા કિયામતના દિવસે કબૂલ કરશે નહિ !" *(મિશ્કાત, પૃ. ૪૧૦, અઝ અબૂ દાવૂદ)*

**વિવરણ** : આ હદીસમાં એવા લોકોની ટીકા કરવામાં આવી છે કે તકરીર, પ્રવચન અને ખિતાબ કે સંબોધનમાં કૌશલ્ય–નિપૂણતા એ આશયે કેળવે છે કે લોકો અમારા જાદૂઈ વર્ણનથી પ્રભાવિત બનશે અને અમારી તકરીર વડે અમારા મુઅતકિદ (–શ્રદ્ધાળુ) બનશે. આવા લોકો માટે આ હદીસ શરીફમાં ફરમાવ્યું

કે કિયામતના દિને અલ્લાહ પાક તેમની કોઇ નફલ કે ફર્ઝ કબૂલ ફરમાવશે નહિ. (આ હદીસ શરીફમાં કોઇ અમલ કે નિય્યતમાં કેટલો ઈખ્લાસ છે એ પાછળ તેની કબૂલિયતની પાત્રતા સમાયેલી છે એ જોવા–જાણવા મળે છે.)

જે માણસ લોકોને પોતાના મુઅતકિદ બનાવવાની નિય્યતે ખિતાબત–સંબોધનની કળા હસ્તગત કરે અને જુદા જુદા પ્રકારે વાત કહેવામાં પારંગત બને અને તે માટે સમય ખર્ચે તો તેવા માટે આટલી મોટી વઈદ(–ચેતવણી) છે. આ તો પ્રયત્નો જ કરવાની વાત થઈ. તો એવા માણસની શી દશા થશે કે જે ગામેગામ અને શહેર શહેર એટલા માટે જ જાય છે કે લોકો તેની જાદૂઈ વાણીથી અંજાય જાય અને તેની બધે–બધ વાહ વાહ થાય.

મારા મુકર્રિરીન ભાઈઓ પોતાનામાં ઝાંખે કે ક્યાંક ખિતાબત અને તકરીર માટે આવવા–જવાનું કાર્ય અલ્લાહની રઝા સિવાય બીજા કશા મકસદ (પ્રશંસા–ખ્યાતિ) માટે તો નથી ને ?

ઘણા લોકો આમ સમજે છે કે તકરીરોથી સામાન્ય લોકોને ઘણો ફાયદો થાય છે. તેઓ આવી ગેરસમજને કારણે આવા અમલમાં નખશિખ ભલાઈ હોવાનું સમજે છે. જો કે બીજાઓને નફો પહોંચવામાં મુકર્રિર અને ખતીબનું મુખ્લિસ હોવું એ દલીલ નથી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ ઈરશાદ સહીહ બુખારીમાં રિવાયત થયેલો છે કે, બેશક; અલ્લાહ પાક પોતાના દીનને મજબૂત કરવાનું કામ ફાજિર (પાપી) માણસ પાસેથી પણ લેશે !

આપણા પક્ષે ઈખ્લાસ હોવો જરૂરી છે. ભલે, બીજા મુકર્રિરમાં ઈખ્લાસ ન હોવા છતાંય લોકોને ફાયદો પહોંચે.

**ઇખ્લાસની જરૂરત :**

મુઅમિનના અમલમાં સૌથી અગત્યની વસ્તુ ઈખ્લાસ છે. ઈખ્લાસ નથી તો કશું જ નથી.

મુકર્રિરીને કિરામે એવો પ્રયત્ન કરવો કે જલસાગાહમાં પહોંચે એ પહેલાં પ્રથમ અગાઉથી જ એવી જાહેરાત કરવામાં આવે કે ફલાણા સાહેબ હવે પધારી રહ્યા છે. પછી તકરીર કરવા ઊભા થાય એ પહેલાં ભારપૂર્વક મોટા મોટા લકબો આપી ઓળખ આપવામાં આવે. વળી, તકરીર દરમિયાન ફક્ત પોતાની જ ખ્યાતિ વધારવા માટે આમ વારે વારે ફરમાવવામાં આવે કે મારી પાસે તો

સમય નહોતો, મારા પ્રોગ્રામો માટે આખી ડાયરી ભરચક છે, ફલાણી અંજુમને બોલાવ્યો છે, ફલાણા શહેરથી દા'વતનામું આવેલ છે. આમ, તકરીર થયા પછી જલસાના સદર અથવા બીજું કોઈ આભાર માને. આ પછી તકરીર પૂરી થાય તો ભાડાને બહાને મોટી રકમની આશા સેવવામાં આવે. તેમાં ઓછું હોય તો ઠપકો આપે. આવાં કામોનો આખિરત(ની ભલાઇ) પામવા માટેના ઈખ્લાસ અને અમલ સાથે કશો જ સંબંધ નથી ! મુખ્લિસ માણસ શાબાશી નથી ઈચ્છતો, પોતાની તારીફ થાય એવી ઈચ્છા નથી સેવતો. તકરીરમાં એવો ઉદ્દેશ હોય છે કે લોકો તે સમજે. વળી, સાંભળનારની આખિરતની ભલાઇ જ નજર સમક્ષ રહે છે. તે લોકોને ખુશ કરવા માટે તકરીરમાં કશી કળા નથી વાપરતો. લોકોના કાન ખુશી–આનંદ મેળવવાને ટેવાય છે એનું ધ્યાન નથી રાખતો. તે તો લોકોને દીનની જરૂરિયાતની વાતો જ બતાવે છે, આખિરતનાં કામો માટે તત્પર બનાવે છે. વળી, તે એવું વલણ અપનાવે છે કે દીની કામો માટે કોઈ જગ્યાએ જવા માટે પોતે પૉકેટ ખર્ચ ભોગવી શકતો નથી તો લાચારીએ તે લઈ પણ લે છે અને શરીઅતના ઉસૂલ મુજબ કોઈએ કશો હદિયો આપ્યો અને તે નફસને રાજી કરવા સિવાયના હેતુ માટે હોય તો તે સ્વીકારી પણ લે છે. આ તો ઠીક છે, પરંતુ હદિયાની આશા સેવવી, તદ્દન ન મળે અથવા ઓછું મળે તો આયોજક સાથે ઝઘડી પડવું એ આખિરતના તલબગારોનું કામ નથી. આ તો દુનિયાવાળાઓની રીતભાત છે. દરેક હાલત અને દરેક જગ્યાએ ફક્ત અલ્લાહની રઝા જ સામે રહેવી જોઈએ. હકવાળાઓની આ જ રીત છે.

### બેઅમલ વાઇઝો અને મુકર્રિરોની સઝા ! :

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મેઅરાજની રાત્રે હું એવા લોકોમાંથી પસાર થયો કે જેમના હોઠ કાતરોથી કાપવામાં આવી રહ્યા હતા. મેં પૂછ્યું કે હે જિબ્રઈલ ! આ કોણ લોકો છે ? આપે જવાબ આપ્યો કે આ ઉમ્મતના ખતીબ છે, જેઓ (પોતાના ખુત્બા કે વક્તવ્યમાં) વાતો તો કરતા હતા, પરંતુ (તેના ઉપર પોતે) અમલ કરતા ન હતા. *(મિશ્કાત, પૃ. ૪૧૦, તિરમિઝી)*

આ પાક હદીસમાં એવા વાઈઝો અને મુકર્રિરોની સજાનું વર્ણન છે કે જેઓ વઅઝ અને તકરીર વડે મજલિસમાં ગરમી–ચેતના લાવે છે, પરંતુ તેઓ પોતે તેના ઉપર અમલ નથી કરતા. આમ કરવાની સજા ઘણી સખત છે. કાતરથી

હોઠ કાપવાની શિક્ષા કેટલી સખત અને દુ:ખદાયક છે ? જ્યારે કે કાતર પણ આગની બનેલી હોય તો તેની સજા કેવી હશે ? વાંઈઝ અને મુકર્રિર પોતાની વઅઝમાં બીજાઓને ખિતાબ કરે છે તે વખતે પોતાના માટે પણ એ જરૂરી બને છે કે પ્રથમ પોતાના નફસ તરફ નજર નાંખે–પોતાની અંદર ડોકિયું કરી જે અહકામ વર્ણવે છે તેના ઉપર અમલ કરે.

કલામે પાકમાં ઈરશાદ છે :

"શું લોકોને તો નેક કામ કરવાનું કહો છો અને પોતે (તે કરવાનું) ભૂલી જાવ છો તમારા નફસો માટે. જો કે તમે કિતાબની તિલાવત તો કરતા રહો છો !" *(સૂરએ બકરહ)*

વાઈઝીન અને મુકર્રિરીન પોતાનાં કથન અને વર્તન માટે પોતાની જાતને તપાસે. વિચારો કે અમે કહીએ છીએ તે મુજબના અમારા અમલ છે કે કેમ ? જો નથી તો તેની કાળજી લો !

(૭)

# જે વાત સાંભળે તે ફેલાવી દેવી એ જ જૂઠા હોવાની સાબિતી છે !

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે :

"ઈન્સાનના જૂઠા હોવા માટે એ જ પૂરતું છે કે જે સાંભળે તે લોકો સામે વર્ણવી દે." *(મિશ્કાતુલ મસાબીહ, સફા–૨૮, મુસ્લિમ)*

**વિવરણ** : આ હદીસે પાકમાં એક અગત્યની વાત તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે. તે એ કે ઘણા માણસોમાં એવી ટેવ હોય છે કે ઠેકાણા કે વિશ્વાસ વિનાના માણસો પાસેથી વાતો અને ખબરો સાંભળવાની ટેવ પડેલી હોય છે. આ વાતો સાંભળી વિના સંકોચે આગળ ફેલાવે છે. જેઓ પાસેથી સાંભળે છે પ્રથમ તો તેઓમાં જ ખુદાનો ખૌફ અને તકવો નથી હોતો. તેઓ ખબરો ઉપજાવી કાઢે છે. વળી, બીજાઓ પાસેથી તેમણે વાતો સાંભળી હોય છે તેઓ પણ અવિશ્વાસુ, વાતો ઘડનાર અને જૂઠને ફેલાવનારા હોય છે. આથી જે માણસમાં

વાતો સાંભળી ફેલાવવાની ટેવ હોય તે જૂઠો હોવામાં કશી શંકા નથી. જૂઠ સાંભળે છે અને આગળ ફેલાવે છે. આમ, જૂઠી વાત આગળ વહેતી બને છે. જે લોકોમાં તકવો કે પરહેઝગારી નથી તેમની તો વાત જ શી કરવી ? દીનદારીનો દાવો કરનારા ઘણામાં આ ટેવ હોય છે અને તેઓ પોતાનો બચાવ કરતાં સાથે કહે છે પણ ખરા કે આ વાત મેં સાંભળેલી છે. જૂઠા માણસ પાસેથી વાત સાંભળી આગળ ફેલાવવી એ પણ જૂઠને આગળ વધારવા જેવું કૃત્ય છે. રાજકીય પક્ષોના કાર્યાલયોમાં જૂઠી ખબરો એકત્ર થાય છે–ઘડાય છે. વળી, જે અખબારો વેચાતાં ન હોય તેના કાર્યાલયોમાં પણ જૂઠી અને રસ પેદા કરનારી ખબરો ઘડી કાઢવામાં આવે છે. મોટા મથાળા હેઠળ તે છપાય છે. આ સમાચારોમાં પ્રખ્યાત નેતાઓ ઉપર આક્ષેપો પણ થોપાયેલા હોય છે. આવી ખબરો વાંચનારા–સાંભળનારા તેને આગળ વધારે છે. મહોલ્લા અને પોળોમાં આ ખબરો ઉપર ચર્ચા ચાલે છે. જૂઠી વાતો ફેલાવવાની જવાબદારી તો જૂઠી ખબરો ઘડી કાઢનાર, છાપનાર અને તેને ફેલાવનારની છે.

હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે મારી ઉમ્મતમાં સૌથી ઉત્તમ તે લોકો છે કે જેઓ મારા યુગમાં છે. તે પછી એ લોકોના જમાના પછીના લોકો ઉત્તમ છે. આ પછી તેમના યુગ પછીના લોકો. આ યુગ પછી જૂઠ ફેલાવા માંડશે. (લોકો જૂઠું બોલતા રહેશે અને જૂઠી વાત ફેલાવવામાં–જૂઠી ગવાહી આપવામાં નીડર બની જશે.) વળી, ગવાહી માંગ્યા વિના ગવાહી આપવા તૈયાર બની જશે અને સોગંદ ખવડાવ્યા વિના સોગંદ ખાય લેશે !

*(તિરમિઝી, અબ્વાબુશ્શહાદહ)*

## વાત ફેલાવનારાઓને સૂરએ નિસાઅની એક આયતમાં ચેતવણી :

કલામે પાકમાં ખબરો ફેલાવનારાઓ માટે ઈરશાદ છે કે : આ એવા લોકો છે કે જેઓ શાંતિના અથવા ભયના સમાચાર જાણે છે તો તેને (બધે) ફેલાવી દે છે, પરંતુ જો આ લોકો તેને રસૂલ અને પોતાના વર્ગની જવાબદાર વ્યક્તિઓ પાસે પહોંચાડી દે તો તેઓ એ બાબતમાં સાચું તારણ કાઢવાની લાયકાત ધરાવે છે. *(સૂરએ નિસાઅ, આયત ૮૩)*

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફ અલી થાનવી (રહ.) બયાનુલ કુર્આનમાં આ આયતનો તર્જુમો અને તફસીર વર્ણવતાં ફરમાવે છે કે :

જ્યારે આ લોકોને કોઇ (નવા) પ્રસંગની ખબર પડે છે, પછી તે ખબર શાંતિ ઊભી કરનારી હોય કે ખૌફ–ગભરાટ ફેલાવનારી હોય, તો આ ખબરને તરત જ ફેલાવી દે છે. (દાખલા તરીકે મુસલમાનોનું કોઇ લશ્કર જિહાદ માટે કોઇ સ્થળે પહોંચ્યું અને તે લશ્કર જીતે અથવા હારે તો તેની ખબર તરત જ ફેલાવી દે છે.) જો કે કેટલીક વેળા આવેલ ખબર જૂઠી હોય છે અથવા તે ફેલાવવી વ્યવસ્થા–તંત્ર માટે મસ્લિહતની વિરુદ્ધ હોય છે અને આવી વાતો ફેલાવનારા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મત તથા અસ્હાબે કિરામના મત સામે પોતાનો મત વ્યક્ત ન કરે તો પણ બુદ્ધિશાળી અને સમજદાર લોકો તહકીક કરીને તેનું સત્ય તો સમજી જ લેતા હોય છે. (સમજદારો જે રીતે વર્તે છે તે મુજબ વર્તવું જોઇએ, ખોટી રીતે દખલગીરી કરી વાત ફેલાવવાની શી જરૂરત છે અને દખલગીરી ન કરત તો એમાં બગડી શું જવાનું છે ?)

**તફસીરે ઇબ્ને કસીરનો મત :**

તફસીરે ઇબ્ને કસીરમાં આ આયતના વિષયમાં લખ્યું છે કે :

"એટલે કે આ આયતમાં એવા લોકો માટે સ્પષ્ટતા અને રદિયો આપવામાં આવેલ છે કે, જેઓ વાતને આધાર કે પુરાવો મળ્યા વિના જ ફેલાવી દે છે. ઘણી જ ઉતાવળે તેનો પ્રચાર કરવા મંડી પડે છે. ઘણી વેળા એ વાત ખરી પણ નથી હોતી."

**સૂરએ નૂરમાં ચેતવણી :**

મુઅમિનોનાં અમ્માજી હઝરત આયશા (રદિ.) ઉપર મુનાફિકોએ તોહમત લગાવી દીધી હતી. આ સાંભળેલી (જૂઠી) વાતથી એક ઓરત અને બે મરદ પ્રભાવિત બન્યાં. આ બનાવ લાંબો છે, જે સહીહ બુખારીમાં સવિસ્તર વર્ણવાયેલ છે. કુર્આને મજીદમાં હઝરત આયશા (રદિ.) નિર્દોષ સાબિત ઠર્યાં. જે સૂરએ નૂરના બીજા રુકૂઅમાં વર્ણવાયેલ છે. આ રુકૂઅમાં મુસલમાનોને ઘણી રીતે નસીહત કરવામાં આવી છે.

ઇરશાદ છે કે :

"જ્યારે તમારી જીભ આ જુઠાણાને બીજી જીભ સુધી પહોંચાડી રહેલ હતી અને તમે પોતાની જીભેથી–મોઢેથી એવી વાત કહી રહ્યા હતા, જેની (સત્યતાની) તમને જાણ જ ન હતી. તમે આ વાતને સામાન્ય વાતમાં ખપાવી

રહ્યા હતા, જ્યારે અલ્લાહના નજીક તે મોટી (ગંભીર) વાત હતી. તમે આ વાત સાંભળતાં જ કહી દીધું હતું કે આ વાત મોઢેથી ઉચ્ચારવાનું શોભા દેતું નથી. મઆઝલ્લાહ, આ તો મોટી તોહમત છે. અલ્લાહ તમને શિખામણ આપે છે કે તમે મોમિન હોવ તો આવી વાત ભવિષ્યમાં કદાપિ ફેલાવશો નહિ. અલ્લાહ તમને સ્પષ્ટ આ હુકમ આપે છે." *(સૂરએ નૂર, આયત ૧૮)*

આ આયતમાં તહકીક કર્યા વિના કોઇ વાતને એક બીજા સુધી ફેલાવવાની–જૂઠા પ્રચારની સ્પષ્ટ રીતે નિંદા કરવામાં આવી છે અને તેમ કરવાની સાફ મનાઇ કરવામાં આવી છે. વળી, ચેતવણીરૂપે આમ પણ કહેવામાં આવ્યું છે કે તમે કોઇ તોહમત–આક્ષેપભરી વાત સાંભળો અને તેના કોઇ શરઇ ગવાહ ન હોય તો તેને આગળ વધારવાને બદલે આમ કહો કે અમે આ વાત અમારા મોઢેથી ઉચ્ચારી પણ શકતા નથી. ઉપરાંત, અલ્લાહ તઆલા તમને નસીહત પણ કરે છે કે તમે ઇમાનવાળા હોય તો આવી હરકત કરશો નહિ.

આ ચર્ચાથી સાબિત થયું કે જૂઠી વાત ફેલાવવામાં ઘણો સખત ગુનોહ સમાયેલો છે.

(૮)

# સૂરએ હુજુરાતમાં નસીહત

સૂરએ હુજુરાતમાં ઇરશાદ છે :

"હે ઇમાનવાળાઓ ! તમે કોઇ શરારતખોર આદમી ખબર લાવે તો તેની તપાસ કરી લો, કદી નાદાનીના કારણે કોઇ કોમને નુકસાન ન પહોંચાડી દો. આ પછી પોતે કરેલ કામનો પસ્તાવો કરવો પડે."

**વિવરણ** : તફસીરે ઇબ્ને કસીરમાં તફસીરે ઇબ્ને જરીરના હવાલાથી ઉમ્મુલ મુઅમિનીન હઝરત સલમા રદિયલ્લાહુ તઆલા અન્હાની રિવાયત નકલ કરવામાં આવી છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક માણસને કબીલએ મુસ્તલક પાસેથી ઝકાતની વસૂલાત માટે મોકલ્યો. તે આ વિસ્તારમાં પહોંચ્યો તો આ લોકો તેના સ્વાગત માટે બહાર નીકળ્યા. ઝકાત વસૂલ કરવા માટે કાસિદના મનમાં શયતાને વસવસો નાખ્યો કે આ લોકો મને મારી નાખવા માંગે છે. તે આ કબીલાના લોકોને મળ્યા વિના જ પાછો વળી

ગયો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં આવી અહેવાલ આપ્યો કે આ લોકો ઝકાતનો માલ આપવાની ના પાડે છે. આ વાત સાંભળીને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મુસલમાનોને ગુસ્સો આવ્યો (તેઓ વિરુદ્ધ જિહાદ કરવાનો વિચાર આવ્યો).

કબીલા બની મુસ્તલકે જાણ્યું કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ક઼ાસિદ આવી પાછો ચાલ્યો ગયો. આ લોકો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં આવ્યા. નમાઝે ઝોહર અદા કરી અદબ સહિત હાજર થયા. અરજ કરવા લાગ્યા કે અમે પનાહ માંગીએ છીએ અલ્લાહની નારાઝગીથી અને રસૂલની નારાઝગીથી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઝકાતની વસૂલાત માટે અમારી પાસે એક પ્રતિનિધિ મોકલ્યો હતો. એથી અમને ખુશી થઈ હતી અને અમારી આંખોને ઠંડક મળી હતી, પરંતુ આ કાસિદ રસ્તામાંથી જ પાછો વળી ગયો. અમે ડરી ગયા કે ક્યાંક આ વાત અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ગુસ્સાનું કારણ ન બની જાય (આથી ખિદમતમાં હાજર થયા છીએ). આ લોકો સતત હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં અરજ કરતા રહ્યા. માફી માંગતા રહ્યા. અહિંયા સુધી કે હઝરત બિલાલ (રદિ.)એ અસરની અઝાન આપી. આ વેળા ઉપર્યુક્ત આયત નાઝિલ થઈ.

આ તો હતો એક બનાવ, પરંતુ અલ્લાહ પાકે મુસલમાનોને સંબોધી એક સામાન્ય નસીહત કરી દીધી. ઈરશાદ ફરમાવી દીધો કે જ્યારે કોઈ ફાસિક માણસ તમારી પાસે કશા સમાચાર લાવે તો તે સાંભળ્યા પછી કશા પ્રત્યાઘાત આપવા ન મંડી પડો. તેની તપાસ કરો અને શરીઅત મુજબ તેની કાર્યવાહી કરો. આમ ન બને કે ખબર આપનારની વાતથી પ્રભાવિત બની સાચી વાતથી અજાણ હોવાને કારણે કોઈ કોમને (નાહક) નુકસાન પહોંચાડી બેસો. પાછળથી પસ્તાવું પડે. આ વાત ઉપરથી એ ફલિત થયું કે ખબર આપનારની વાતને એકદમ સાચી ન માની લેવામાં આવે. દીન ઉપર અમલ કરવાની સભાનતા અને ચીવટ ન હોય તો તેવા માણસની ખબર સાંભળી તેના ઉપર અમલ કરવો અને એ વાતને આગળ વધારવી યોગ્ય નથી.

આજના સમયમાં જૂઠ સામાન્ય થઈ પડયું છે. અસત્ય પ્રગતિમાં છે. જાત જાતના સમાચારો વહેતા મૂકાય છે. એવા વિરોધાભાસી સમાચાર ફેલાવવામાં આવે છે કે સાચી વાતનો કોઈ પાયો જ મળતો નથી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ એક વેળા ફરમાવ્યું કે (એવો જમાનો આવશે કે જેમાં) શયતાન માનવ સ્વરૂપે લોકો સામે આવીને જૂઠી વાતો ફેલાવશે. લોકો તેની વાતો સાંભળી આમતેમ ચાલ્યા જશે. તેઓમાંના કેટલાક માણસો કહેશે કે મેં એક માણસ પાસેથી આમ સાંભળ્યું છે, હું આ માણસને ઓળખું છું તો ખરો, પરંતુ તેનું નામ નથી જાણતો. *(મુસ્લિમ)*

આજે આપણે આવા જ યુગમાંથી પંસાર થઈ રહ્યા છીએ. સમાચાર પ્રચલિત બની જાય છે અને બધેબધ ફેલાય જાય છે, પરંતુ વાતનો મૂળ છેડો નથી મળતો કે તે ક્યાંથી વહેતા થયા છે. તેમાં સાચું શું છે અને જૂઠું શું છે એ પણ જાણવા નથી મળતું. વર્તમાન સમયમાં આવી ખબરોમાં રસ લેવાથી, તેને આગળ વધારવાથી બચવું અને આવી વાતો પ્રત્યે ચૂપકીદી સેવવી અત્યંત જરૂરી છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે આખરી જમાનામાં મોટા મોટા દજ્જાલ (એટલે કે ધોકાબાજ) અને મોટા મોટા જૂઠા તમારી પાસે આવશે. તેઓ તમને એવી એવી વાતો સંભળાવશે કે જે તમે અને તમારા બાપ દાદાઓએ કદી સાંભળી નહિ હોય. તમે તેમનાથી પોતાને બચાવો અને તમારાથી તેમને અળગા રાખો, ક્યાંક આમ ન બને કે તે તમને ગુમરાહ બનાવી દે અને ફિત્નામાં નાખી દે ! *(મુસ્લિમ)*

એક હદીસમાં છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, "ઝઅમૂ" ઈન્સાનની બુરી સવારી છે.

'ઝઅમૂ'નો અર્થ છે–લોકોએ આમ વર્ણવ્યું. અર્થ એ કે લોકોના માથે રાખી વાત ફેલાવવી, કોઈ બનાવની ખબર આપવી દુરુસ્ત નથી. જે કાંઈ વાત કોઈથી સાંભળો તો તેની તહકીક–તપાસ કરી લો. વાત સાચી સાબિત થાય અને આગળ વધારવા જેવી હોય તો બીજાઓને તે સંભળાવો. સત્ય–અસત્યની તપાસ કરી શકો એમ ન હો તો ખામોશ રહો. લોકોથી સાંભળેલી વાત–ખાસ કરીને અફવા ઉપર વિશ્વાસ ન રાખો. "સાચ–જૂઠ ફેલાવનારા જાણે અમે તો સાંભળેલી વાત કહીએ છીએ" એમ કહી એકદમ વાત ફેલાવવી યોગ્ય નથી. બીજાઓના ખભે બંદૂક ન મૂકો. તપાસ કર્યા પછી જ કશું કહો.

(૯)

# બરઝખના કેટલાક અઝાબોનું વર્ણન

બુખારી શરીફમાં એક લાંબી હદીસ રિવાયત થયેલી છે, જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એક ખ્વાબ રિવાયત કરવામાં આવ્યો છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે :

મેં આજે રાત્રે ખ્વાબમાં જોયું કે બે માણસો મારી પાસે આવ્યા અને મારો હાથ પકડીને મને એક મુકદ્દસ જમીન તરફ લઈ ગયા.

ત્યાં પહોંચી મેં જોયું કે એક માણસ બેઠેલો છે અને બીજો એક માણસ ઊભો છે. તેના હાથમાં લોઢાની કુહાડી છે. ઊભેલો માણસ પેલા બેસેલા માણસનું એક જડબું ચીરે છે અને ચીરતો ચીરતો ઠેઠ તેના શરીરના નીચેના ભાગે પહોંચી જાય છે. આ પછી બીજા જડબાને પણ આ રીતે ચીરે છે. આ પછી એ બંને જડબાં ફરીથી જેવાં હતાં એવાં જ બની જાય છે. પછી સારાં થયેલાં જડબાં ફરીથી તે ચીરે છે. આમ ચીરવાનો અને ફરી ફરી સારા થવાનો ક્રમ ચાલતો જ રહે છે. મેં પૂછયું કે આ શી વાત છે ? મને કહેવામાં આવ્યું કે આગળ ચાલો ! અમે આગળ વધ્યા. જોયું કે એક માણસ ચત્તાપાત સૂતો છે. તેના માથા પાસે એક માણસ ભારે પથ્થર લઈને ઊભો છે. ઊભેલો માણસ ભારેખમ પથ્થર વડે પેલા સૂતેલા માણસનું માથું ફાડી નાંખે છે. પથ્થર થોડેક દૂર જઈ પડે છે. પેલો માણસ પથ્થર લેવા જાય છે ત્યાં સુધી કચડાયેલું માથું ફરીથી સાજુંસમું બની જાય છે. પથ્થર વડે ફરીથી માથું કચડી નાંખવામાં આવે છે. ફરીથી તે સાજું–સમું બની જાય છે. આમ વારંવાર બનતું જોયું. પૂછયું કે આ શી વાત છે ? કહેવામાં આવ્યું કે આગળ વધો. અમે આગળ જઈ એક મોટા તન્નૂર (ચૂલા) પાસે પહોંચ્યા, જે ઉપરથી સાંકડો અને નીચેથી પહોળો હતો. તેમાં આગ ભડકે બળી રહી હતી અને તેમાં ઘણાં નાગાં મર્દ–ઔરત ભરેલાં હતાં. આગની જ્વાળા ઉપર ઊઠતી તો તેની સાથે નાગાં મર્દ–ઔરત પણ ઉપર આવી જતાં. આગ નીચે બેસી જતી તો એ બધાં ફરી પાછા નીચે ચાલ્યા જતાં. મેં પૂછયું કે આ શું છે ? કહેવામાં આવ્યું કે આગળ વધો. અમે લોહીની એક નહેર પાસે પહોંચ્યા. નહેરની વચમાં એક માણસ ઊભો હતો અને એક માણસ કિનારે ઊભો હતો. નહેરમાંનો માણસ જેવો કિનારા પાસે આવતો અને બહાર નીકળવાનો પ્રયત્ન

કરતો તો બહાર ઊભેલો માણસ તેના મોઢા ઉપર એવો પથ્થર જોરથી મારતો કે તરત જ તે ફરીથી નહેરની વચમાં જઇ પહોંચતો. જ્યારે પ્રણ તે બહાર નીકળવા પ્રયત્ન કરતો ત્યારે તેની સાથે આવો વર્તાવ થતો. મેં પૂછયું કે આ શું છે ? કહેવામાં આવ્યું કે આગળ વધો. અમે આગળ વધ્યા. અમે એક હરિયાળા બાગ પાસે પહોંચ્યા. તેમાં એક ઘટાદાર વૃક્ષ હતું. તેની નીચે એક વૃદ્ધ માણસ હતો અને ચોમેર બાળકો હતા. વળી, વૃક્ષ પાસે બીજો એક માણસ બેઠો હતો. તેની સામે આગ સળગી રહી હતી, જેને તે ફૂંકી રહ્યો હતો. આ પછી મને ચઢાવી ઝાડ ઉપર લઇ જવામાં આવ્યો. ત્યાં ઝાડની વચમાં એક ઉમદા ઘર હતું. અમે તેમાં પ્રવેશ્યા. એ સુંદર ઘર જેવું ઘર અગાઉ કદાપિ મેં જોયું ન હતું. તેમાં ઘણાં વૃદ્ધ, જુવાન અને બાળકો હતાં. આ ઘરમાંથી બહાર નીકળીને તેઓને બીજા ઘરમાં લઇ જવામાં આવ્યાં. આ ઘર પેલા પહેલા ઘર કરતાં પણ વધારે ઉમદા હતું. મેં પૂછયું કે તમે મને રાતભર ફેરવ્યો. હવે બતાવો મેં જે જે જોયું તે શું હતું ?

તેઓએ મને સમજ આપી કે જેના જડબા ચીરવામાં આવી રહ્યા હતા તે જૂઠો માણસ હતો. તે જૂઠી વાતો વર્ણવી ફેલાવ્યા કરતો હતો. આ જૂઠી વાતો દુનિયામાં બધે પ્રસરી જતી. તેનો આ અઝાબ છે. આ અઝાબ તેને કિયામત સુધી મળતો રહેશે. જેનું માથું ફોડવામાં આવી રહ્યું હતું તે એ માણસ છે કે જેને અલ્લાહ તઆલાએ કુર્આન આપ્યું છતાં રાતભર તેનાથી ગાફિલ બની સૂતો રહેતો અને દિવસે પણ તેના ઉપર અમલ કરતો ન હતો. તેની સાથે પણ કિયામત સુધી આવો જ વર્તાવ ચાલુ રહેશે. જેઓને આગની ભટ્ટીમાં–ચૂલામાં જોયા તેઓ બધા ઝિના કરનારાઓ છે. લોહીની નહેરમાં જેમને જોયા એ વ્યાજ ખાનારા છે.

વૃક્ષ નીચે જે વૃદ્ધ શખ્સ હતા તે હઝરત ઇબ્રાહીમ અલૈહિસ્સલામ હતા. આપની આજુબાજુ જે બાળકો હતા તે લોકોની નાબાલિગ ઔલાદ હતી અને જે આગ ફૂંકી રહ્યા હતા તે દોઝખના દારોગા (–વહીવટદાર) હતા. તમે જે પહેલા ઘરમાં દાખલ થયા એ સામાન્ય મુસલમાનોનું ઘર હતું. બીજું ઘર જોયું તે શહીદોનું છે. તેઓએ પોતાની ઓળખ આપતાં જણાવ્યું કે અમારામાંના એક જિબ્રઇલ અલૈહિસ્સલામ છે અને બીજા મીકાઇલ અલૈહિસ્સલામ છે.

આ પછી મને કહેવામાં આવ્યું કે ઊંચે જુઓ. મેં ઊંચે જોયું તો એક સફેદ વાદળ નજરે પડયું. કહેવામાં આવ્યું કે આ આપનું ઘર છે. મેં કહ્યું કે હું આ

ઘરમાં જવા માંગુ છું. મને કહેવામાં આવ્યું કે તમે વફાત પછી જ તેમાં દાખલ થઈ શકશો. હજુ આપની ઉંમર બાકી છે, પૂરી થઈ નથી.

*(મિશ્કાતુલ મસાબીહ, કિતાબુર્રુઅયા)*

આ ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બરઝખના કેટલાક અઝાબ દેખાડવામાં આવ્યા છે. જુદા જુદા આ'માલની જુદી જુદી સજાઓના પ્રસંગ આપણે આ હદીસમાં વાંચ્યા. હઝરત અમ્બિયાએ અલૈહિમુસ્સલામના ખ્વાબ સાચા હોય છે અને એ બધી વાતોના ખરાપણામાં કશો શક હોતો નથી. આ પ્રસંગોમાં જે માણસ જૂઠી વાતો વર્ણવી ફેલાવ્યા કરતો હતો તેની એ સજા બતાવવામાં આવી કે આખું શરીર ચીરાય જાય ત્યાં સુધી તેનાં જડબાં ચીરી નાંખવામાં આવતાં. એક જડબું ચીરી નાંખી બીજું ચીરવામાં આવતું, ત્યાં સુધી પહેલું સારું થઈ જતું. આ પછી બીજું પણ સારું થઈ જતું. કિયામત સુધી તેની સાથે આવો જ વર્તાવ કરવામાં આવશે. જૂઠ બોલવાની બરઝખી સજા કેટલી બધી ભયાનક છે ! ? વળી, કિયામતનો વર્તાવ તો આથી જુદો હશે.

(૧૦)

## હદીસે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વિશે જૂઠ બોલવાની ટીકા

હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુમાથી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે મારા તરફથી વાત વર્ણવવામાં સાવચેતી રાખો. સાચી–વિશ્વાસપાત્ર જણાય તો જ વર્ણવો. જેણે જાણી જોઈને જૂઠી વાત (મારી સાથે સાંકળી તેણે પોતાનું સ્થાન દોઝખમાં બનાવી લેવું જોઈએ. *(મિશ્કાત અલલ મસાબીહ, પૃ. ૩૫, અઝ તિરમિઝી)*

**વિવરણ** : હદીસ નકલ કરવામાં અત્યંત સંભાળ લેવાની જરૂરત છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે ન ફરમાવ્યું હોય તેના વિષયમાં આમ ફરમાવવું કે રસૂલે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આમ ફરમાવ્યું તો એમ કહેવું સખત ગુનાહ છે. આ હદીસે પાકમાં આ વિશે ચેતવણી આપવામાં આવી છે. આ કૃત્ય પણ જીભની આફતો સાથે સંકળાયેલું છે, જેમાં વાઈઝ અને મુકર્રિર બધા જ સંડોવાયેલા છે. આથી અમે આ હદીસનો આ

રિસાલામાં સમાવેશ કર્યો છે. લોકોમાં એવી વાત પ્રચલિત હોય કે ફલાણી બાબત હદીસ છે અને મુહક્કિક–સંશોધક આલિમ અથવા વિશ્વાસપાત્ર અને આધારભૂત કિતાબ દ્વારા તે હદીસ હોવાનું પુરવાર ન થાય કે તેવી ખાતરી ન થાય તો કદાપિ પણ તે હદીસ છે એમ કહી વર્ણવવી જાઇઝ નથી. હદીસ ન હોય એવી વાત ઇચ્છાપૂર્વક હદીસ છે એમ જણાવી વર્ણવવી એ વિશે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે એવું ખરાબ કૃત્ય કરનારે પોતાનું ઠેકાણું જહન્નમમાં બનાવી લેવું, એટલે કે તેણે દોઝખમાં જવા તૈયાર રહેવું. તાત્પર્ય એ કે આવો માણસ દોઝખમાં જશે.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબૈર રદિયલ્લાહુ તઆલા અન્હુમાથી રિવાયત છે કે તેમણે પોતાના વાલિદ જનાબ ઝુબૈર ઇબ્ને અવામ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી અરજ કરી કે હું જોઉં છું કે હઝરત ઇબ્ને મસ્ઊદ (રદિ.) અને ફલાણા ફલાણા (અસ્હાબ રદિ.) રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી હદીસ બયાન કરે છે એવી રીતે આપ બયાન નથી કરતા. આ સાંભળી હઝરત ઝુબૈર ઇબ્ને અવામ (રદિયલ્લાહુ તઆલા અન્હૂ)એ ફરમાવ્યું કે એ વાત નથી કે મેં હદીસો સાંભળી ન હોય, મેં સારી પેઠે હદીસો સાંભળી છે. જ્યારથી હું મુસલમાન થયો છું ત્યારથી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અળગો નથી પડયો. (પરંતુ હદીસ રિવાયત ન કરવાની સંભાળતા ખાતર અને ખોટી વર્ણવાઇ જવાના ભયે હું આમ વર્તું છું). મેં આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઇરશાદ ફરમાવતા સાંભળ્યા છે કે જે માણસ જાણીબૂઝીને મારી સાથે જૂઠ બાંધે તે પોતાનું ઠેકાણું દોઝખમાં બનાવી લે. *(સુનને ઇબ્ને માજહ)*

જૂઠ બાંધવાવાળી હદીસના રિવાયત કર્તા હઝરાતે સહાબાની સંખ્યા સો (૧૦૦)થી વધુ છે. એ હઝરતમાં અશ્રએ મુબશ્શરહ પણ છે અને આ હદીસમાં જે વઇદ આવી છે તેના લઇને ઘણા સહાબા અને તાબિઇન હદીસ રિવાયત કરવામાં ઘણી સાવચેતી રાખતા હતા અને રિવાયત કરીને આ મુજબના શબ્દો ઉપયોગતા હતા. આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આમ ફરમાવ્યું અથવા આના જેવું ફરમાવ્યું, આ એવા ભયે ઉમેરતા હતા કે કદાચ શબ્દોમાં થોડીક ભૂલચૂક કે વધારો–ઘટાડો થઇ ગયો હોય.

હઝરાતે ખુલફાએ રાશિદીન અને મોટી ફઝીલતવાળા સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ ખાસ કરીને હદીસ રિવાયત કરવાથી બચતા હતા.

કેટલીક રિવાયતમાં છે કે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ત્રણ માણસો જન્નતની ખૂશ્બૂ સૂંઘવા પામશે નહિ :

૧. જેણે પોતાના બાપને છોડી બીજા કોઈને પોતાનો બાપ બનાવ્યો.

૨. જેણે પોતાના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વિશે જૂઠી વાત ઉચ્ચારી આપની સાથે જૂઠી વાત સાંકળી.

૩. જેમણે પોતાની આંખો ઉપર તોહમત મૂકી (એટલે કે જૂઠો ખ્વાબ વર્ણવ્યો). *(મુકદમએ મૌઝૂઆતે કબીર અઝ મુલ્લા અલી કારી રહ. પૃષ્ઠ–૧૩)*

એક રિવાયતમાં છે કે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જેણે મારી સાથે જૂઠી વાત જોડી, જે મેં નથી કહી તેને જોઈએ કે પોતાનું ઠેકાણું દોઝખમાં બનાવી લે. *(સુનને ઈબ્ને માજહ)*

આમ પણ જૂઠ બોલવું એ કબીરહ ગુનાહ છે તો પછી કોઈ સાથે એ વાત જોડવી કે તેણે આમ કહ્યું છે (જો કે તેમ કહેવાથી તે મુક્ત છે) તો તેમ કરવું એ વધારે ગુનાખોરી છે. વળી, હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મહાન ઝાત સાથે જૂઠ જોડવું એ તો ગુનાહ ઉપર ગુનાહ છે, કારણ કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે જૂઠ સાંકળવું એ તો બીજા શખ્સો સાથે જૂઠ સાંકળવાના ગુનાહથી પણ વધુ સખત ગુનાહ છે. તેનું પરિણામ દુનિયા તથા આખિરતમાં બદતરીન છે, કારણ કે ઈરશાદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી શરીઅત બને છે. જેણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે જૂઠ સાંકળ્યું તેણે અલ્લાહની સાથે જૂઠ જોડયું અને શરીઅતને પોતાના તરફથી નક્કી કરીને ઉમ્મતે મુસ્લિમહને ગુમરાહ કરનાર બન્યો.

એક હદીસમાં છે કે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે મારા ઉપર જૂઠ બોલવું એ બીજા માણસ ઉપર જૂઠ બોલવાની જેમ નથી (બલકે એની હુરમત ઘણી વધારે છે). આમ, જે માણસ જાણી જોઈને જૂઠ બાંધે તે દોઝખમાં પોતાનું ઠેકાણું બનાવી લે ! *(મુસ્લિમ)*

### વાઇઝો અને મુકર્રિરોની અસાવધાની :

આજના યુગમાં કેટલીક આફતો તથા મુસીબતો દીન અને ઈલ્મે દીન ઉપર ઊતરી પડી છે. તેમાં વળી એક મુસીબત એ વધી છે કે બેઈલ્મ–અજ્ઞાન

લોકો વઅઝ, તકરીર, લેખન અને સંગ્રહ દ્વારા મસાઈલ તથા ફઝાઈલ ફેલાવે છે. ઉર્દૂની આધાર વિનાની કિતાબો; તસવ્વુફ અને તારીખના મઝામીનના આધારે અહાદીસ બયાન કરતાં ફરે છે. હિકમત કે નસીહતની કોઇ વાત અરબીમાં નજરે પડી તો તેને હદીસ રૂપે પેશ કરી દે છે. આ સાવચેતી વિનાની રીતના કારણે ઘણી વાતો અને ઈબારતો હદીસના નામે મશહૂર બની ગઈ છે. ન તો કોઈ સહીહ વાત હદીસ જ હોય છે કે ન તો અરબીમાં હિકમત અને નસીહતનું હોવું હદીસ હોવાની દલીલ છે. ઘણા લોકો ફઝાઈલે આ'માલની હદીસો સંભળાવે છે અથવા તો ફરાઈઝ છોડવા અને હરામ કામો કરવા ઉપર વઈદો બયાન કરે છે અને એ સંબંધી મોટા મોટા અઝાબ અથવા સવાબ બતાવે છે. પોતે આવી વાતો ઘડી–રચીને રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નામ સાથે જોડી દે છે અને આમ કરીને એ સમજે છે કે અમે સારું કામ કરી રહ્યા છીએ. આવા લોકો ખરેખર પોતાની આખિરત તબાહ કરી રહ્યા છે. હદીસ ઘડીને સવાબ અને અઝાબ બતાવીને કોઇને નેકી ઉપર લગાવી દેવું, ગુનાહથી બચાવવું અને પોતે (ખોટી વાત ઉપજાવી કાઢવાના કારણે) દોઝખમાં જવું એ નરી મૂર્ખામી છે.

**અલ્લામહ નવવી (રહ.)નો ઇરશાદ :**

અલ્લામહ નવવી (રહ.) શર્હે સહીહ મુસ્લિમમાં ફરમાવે છે કે :

અહકામ વર્ણવવામાં અથવા બીજી કોઇ રીતે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે જૂઠ સાંકળવું હરામ છે. દાખલા તરીકે લોકોને પ્રેરણા આપવા, શોખ પેદા કરવા અથવા વઅઝ કહેવામાં–આ બધી જ બાબતોમાં હદીસ ન હોય તેને હદીસ તરીકે વર્ણવવું હરામ છે અને કબીરહ ગુનાહથી પણ મોટો ગુનાહ છે.

**જાહિલ લેખકોની રીત :**

આજકાલ જાહિલ–અજ્ઞાન લોકો પણ દીનીયાતની કિતાબો લખવા મંડી પડયા છે. સાંભળેલી વાતો અને બનાવેલી દુઆઓને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દુઆઓ લેખાવી દે છે. જાહિલ અને ધંધાદારી વઅઝ કરનારાઓએ ઘડેલ વાતોને કિતાબોમાં લખી કિતાબોનાં પૃષ્ઠ અને પોતાના નામ–એ–આ'માલ (કર્મપત્ર) બગાડે છે. તકરીર અને તહરીર (લેખન)માં સાચી વાત અને સાચો મસ્લક વર્ણવવાના બદલે વધારે પ્રમાણમાં તો આ વાતોનો

ખાસ ખ્યાલ રાખવામાં આવે છે કે લોકોને તે પસંદ પડે—લોકો ખુશ થઈ જાય. આમ કરવાથી વાહ વાહ થાય અને ભેટ—સોગાદ પણ મળે. કિતાબ પણ વધુ ને વધુ વેચાય. આ હેતુ સાચી રિવાયતથી સિદ્ધ થતો ન હોય તો લોકોનો શોખ અને લોકોની રુચિનો ખ્યાલ રાખી ખોટા મસાઈલ અને ફઝાઈલ અને પોતે મનઘડત રીતે બનાવેલ હદીસો લખી—વર્ણવીને કામ ચલાવે છે. આ બની બેઠેલા વાઈઝીન અને લેખકોની દુનિયાદારીની આ હાલત છે કે હદીસો ઘડવામાં અને સનદ વિનાની હદીસો વર્ણવવામાં સહેજ પણ સંકોચ કે ખચકાટ અનુભવતા નથી. એક વાઈઝ એક વેળા એક મદ્રસામાં (તકરીર) અર્થે જઈ રહ્યા હતા. તેમણે પોતાની ડાયરીમાં લખેલી કેટલીક રિવાયાત અહકરને વાંચી સંભળાવી. મેં કહ્યું કે આ તો મવઝૂઅ (ઉપજાવેલી) હદીસો છે, સહીહ રિવાયતમાં આવી ફઝીલતો વર્ણવેલ નથી. તેમને વર્ણવશો નહિ. તેઓ તરત જ કહેવા લાગ્યા કે તેમને વર્ણવવાથી ચંદો થાય છે, આ સાંભળીને લોકો વધુ ચંદો આપે છે. જાણે કે ચંદો અને મદ્રસહ જ મકસૂદ—ખાસ ધ્યેય બની ગયા. અલ્લાહની રઝા મકસૂદ ન રહી. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઇલયહિ રાજિઊન.

**એક બિદઅતીની હિંમત :**

અહકરે એક વખત ઈદુદ્દુહાની નમાઝ પ્રસંગે હાજરજનોને જણાવ્યું કે ઈદૈનનો મુસાફહ બિદઅત છે. આથી સામાન્ય લોકો નારાજ થઈ ગયા. બિદઅતી મુલ્લા પણ ગુસ્સે ભરાયા. સામાન્ય લોકો સાથે પોતાનો સ્વાર્થ સંકળાયેલો છે આથી જૂઠી હદીસો વર્ણવી સામાન્ય લોકોને રાજી રાખવાની આદત પડી ગઈ છે. એક બિદઅતી આલિમે ગુસ્સામાં આવીને ગઝબ કરી નાંખ્યો કે એક માણસ મારફતે ઈદના દિવસે મુસાફહ કરવાની હદીસ ઉર્દૂમાં ઘડી મિશ્કાતના હવાલા સાથે મારા તરફ મોકલી. મેં આ (બનાવટી) હદીસ લઈને આવેલા માણસ સાથે કહેવડાવ્યું કે આ હદીસની મૂળ અરબી ઈબારત લખીને મોકલો. આથી તેઓ લાજવાબ—નિરુત્તર બની ગયા !

(૧૧)

## જૂઠી હદીષ કહેવાનો વબાલ

હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ અને મુગીરહ ઈબ્ને શુઅબા (રદિયલ્લાહુ તઆલા અન્હુમા)થી રિવાયત છે કે :

રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જેણે મને સાંકળી કોઈ વાત વર્ણવી, જેને તે પોતે જૂઠી જ માની રહ્યો છે, તો તેવો માણસ જૂઠાઓ પૈકીનો એક જૂઠો છે. *(મિશ્કાતુલ મસાબીહ, પૃ. ૩૨, અઝ મુસ્લિમ)*

**વિવરણ** : જેના વિષે શંકા હોય કે હદીસે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે કે કેમ તો તેને હદીસ લેખી વર્ણવવી તે જૂઠ બોલવા સમાન જ છે. વળી, જે બાબતમાં યકીન હોય કે તે હદીસે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નથી, તેને હદીસે નબવી કહીને વર્ણવવી એ તો (જૂઠ બોલવાની) ઘણી મોટી હિંમત છે અને મોટો ગુનાહ છે. હરતાં ફરતાં વાઈઝોથી સાંભળીને આ મૌલવી જેવા બની બેઠેલા જાહિલ મુસન્નિફોની આધાર વિહોણી કિતાબોમાં જોઈ–વાંચી તેને હદીસ સમજી લેવાથી અને તેને હદીસ કહીને બીજાઓ સામે વર્ણવવાથી બચવું અત્યંત જરૂરી છે.

**હાફિઝ ઇરાકીનો ઇરશાદ :**

મુલ્લા અલી કારી (રહ.) મવઝૂઆતે કબીરની પ્રસ્તાવનામાં લખે છે કે : "પોતાની તકરીરોમાં વાઈઝીન ખરાખોટાની ચકાસણી કર્યા વિના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હદીસો વર્ણવે છે. આવા માણસથી કોઈ સહીહ હદીસ નકલ પણ થઈ ગઈ તેમ છતાંય તે ગુનેહગાર ઠરશે, કારણ કે તેણે જે વસ્તુ વર્ણવી તેના ખરાખોટાનું તેની પાસે ઈલ્મ જ નથી."

**હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની સાવચેતી :**

હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની યાદશક્તિ ઘણી પ્રખ્યાત છે. બધા સહાબામાં વધુ યાદશક્તિ ધરાવનારા હતા. આપ (રદિ.)ને પોતાની યાદશક્તિ ઉપર નાઝ હતો. આ છતાંય થોડોક સરખોય શક હોય તો કોઈ હદીસ બયાન કરવામાં ખચકાટ અનુભવતા હતા.

બુખારી અને મુસ્લિમમાં છે કે હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરી કે (કિયામતના દિવસે) બે વખત સૂર ફૂંકવામાં આવશે. આ બે સૂર વચ્ચે ચાલીસનું અંતર હશે. હાજરજનોએ પૂછયું કે હે અબૂ હુરયરહ (રદિ.)! (ચાલીસ શું ?) ચાલીસ દિવસ ? હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ જવાબ આપ્યો કે હું નથી કહી શકતો. અરજ કરી કે તો પછી ચાલીસ મહિના ? ફરમાવ્યું કે હું નથી કહી શકતો. ફરી

પાછું પૂછવામાં આવ્યું કે તો પછી ચાલીસ વર્ષ ? ફરી જવાબ આપ્યો કે હું (એ વિશે પણ) નથી કહી શકતો ! સુબ્હાનલ્લાહ ! સૌથી મોટા હાફિઝ અને મુહદ્દિસની આ સાવચેતી હતી !

અલ્લામહ નવવી (રહ.) ઉપરોક્ત હદીસના સંદર્ભમાં લખે છે કે :

એટલે કે આ હદીસમાં જૂઠ સખત હરામ હોવાનું જણાવવામાં આવેલું છે અને આ પણ જણાવવામાં આવેલું છે કે જે માણસ કોઈ વાત વર્ણવી રહ્યો હોય અને તેને પૂરતી જાણ કે ગુમાન હોય કે તે જૂઠ છે તો આ રિવાયત કરનાર જૂઠો હશે અને જૂઠો કેમ કરીને ન હોય ? કારણ કે તે એવી વસ્તુની ખબર આપી રહ્યો છે કે જે હકીકતમાં (સાચી) નથી (અથવા તેનો કશો આધાર નથી).

(૧૨)

# જૂઠની વબાલ અને ફરિશ્તાઓને તેનાથી નફરત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જ્યારે બંદો જૂઠ બોલે છે ત્યારે ફરિશ્તાઓ તેની બદબૂના કારણે એક માઈલ જેટલા દૂર ચાલ્યા જાય છે. *(મિશ્કાત, પૃ. ૪૧૩, તિરમિઝી)*

**વિવરણ** : આ હદીસમાં જૂઠની સખત ટીકા જોવા મળે છે. જાણવા મળે છે કે ફરિશ્તાઓને જૂઠથી વધારે નફરત છે. જૂઠ બોલનારના મોઢામાંથી તેઓને એટલી બધી બદબૂ જણાય છે કે દૂર દૂર ચાલ્યા જાય છે. એ ધ્યાનમાં રહે કે આનાથી આ'માલ લખનાર ફરિશ્તાઓ સિવાયના ફરિશ્તાઓ મુરાદ છે. નારાઝગી અને નફરત તો બધા જ ફરિશ્તાઓને આવા માણસથી થાય છે, પરંતુ આ'માલ લખનાર ફરિશ્તાઓ લાચારીથી આવી નારાઝગી સહન કરે છે. અલ્લાહની પ્યારી મખ્લૂકને તકલીફ આપવી એ કેટલો બધો ખરાબ અમલ છે. આમ કરનાર પોતે આ વાત સમજે. વળી, જૂઠનો જે ગુનોહ છે તે તો આ સિવાયનો છે.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે તમે સત્ય અપનાવી લો. કારણ સત્ય એ નેકીનો માર્ગ છે. નેકી જન્નતનો માર્ગ

દેખાડે છે. ઈન્સાન સાચું બોલે છે અને સાચું બોલવા ઉપર ખાસ લક્ષ તથા ચીવટ રાખે છે. એટલે સુધી કે તેને સિદ્દીક (ઘણું સાચું બોલનાર) તરીકે લખી દેવામાં આવે છે. (પછી ફરમાવ્યું કે) જૂઠથી બચો. કારણ જૂઠ વ્યર્થ કામો તરફ દોરી જાય છે અને વ્યર્થ કામો દોઝખમાં લઈ જાય છે. માણસ સતત જૂઠ બોલતો રહે છે (એટલે કે જાણી જોઈને જૂઠ બોલે છે અને તે માટેની તક શોધતો રહે છે) એટલે સુધી કે અલ્લાહ પાસે તેને જૂઠાઓમાં લખી દેવામાં આવે છે. *(બુખારી, મુસ્લિમ)*

મુઅમિન બંદાઓને જોઈએ કે સદા સત્ય બોલે, સત્ય જ અપનાવે. બાળકોને પણ સાચું બોલવાનું શિખવાડે. સત્યની જ ટેવ પાડે. તેમને સમજાવવા માટે પણ જે વાયદો કરે તે પણ સાચો હોવો જોઈએ. જેમકે હવે પછીની હદીસમાં તે વિશે સમજ આપવામાં આવેલી છે. અલબત્ત, જે વિષયમાં જૂઠ બોલવાની હદીસ શરીફમાં ગુંજાઈશ છે તે જૂઠની ટીકામાં શામેલ નથી. જેમકે લોકોને સુધારવા માટે જૂઠ બોલવું પડે.

**જૂઠ સાથે ખયાનત :**

જૂઠનો ગુનાહ કેટલો મોટો છે તે આપણને અગાઉની અહાદીસથી જાણવા મળ્યું. કેટલીક વેળા જૂઠ અને ખયાનત બંને એકત્ર થઈ જાય છે, જેનાથી ગુનાહ ઉપર ગુનાહ થતા જાય છે.

હઝરત સુફયાન બિન અસદ રદિયલ્લાહુ તઆલા અન્હૂથી રિવાયત છે કે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે મોટી ખયાનત એ છે કે તમે કોઈ વાત રજૂ કરો, જેને તે સાચી માની રહ્યા હોય; પરંતુ (ખરેખર) તે વાતમાં તમે જૂઠા હો ! *(અબૂ દાવૂદ)*.

જે માણસ કોઈ ભરોસો રાખતો હોય અને સમજતો હોય કે તે મારો હમદર્દ છે, મારી સાથે જૂઠ બોલશે નહિ, ધોકો આપશે નહિ, તો એવા માણસ સાથે જૂઠું બોલવું એ જૂઠ તો છે જ; પરંતુ સાથે સાથે ખયાનત પણ છે. જે માણસો જાહેરમાં તો દોસ્તી રાખે છે અને દિલમાં સામેવાળા સાથે વિરોધી વલણ ધરાવે છે અને લાગણી બતાવી દોસ્ત સાથે જૂઠું બોલી દગાબાજી કરે છે તેઓ બદતરીન દોસ્ત અને બદતરીન દુશ્મન હોય છે. અઆઝનલ્લાહુ મિન્હુમ.

(૧૩)

## બાળકોનું દિલ બહેલાવવા માટે પણ જૂઠું બોલવું જાઇઝ નથી

હઝરત અબ્દુલ્લાહ બિન આમિર (રદિ.)એ વર્ણવ્યું કે (હું નાનો હતો ત્યારે) મારી વાલિદાએ મને એક દિવસ બોલાવ્યો અને કહ્યું કે લે, હું તને આપું છું. આ વેળા હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમારા ઘરમાં પધારેલા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારી વાલિદાને પૂછયું કે તમે શું વસ્તુ આપવા વિચાર્યું છે. તેમણે અરજ કરી કે મેં (બાળકને) ખજૂર આપવાની નિય્યત કરી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ખબરદાર ! જો તમે બાળકને (કશું પણ) ન આપત તો તમારા ઉપર એક જૂઠ(નો ગુનાહ) લખી દેવામાં આવત ! *(મિશ્કાત, પૃ. ૪૧૬, અબૂ દાવૂદ, બયહકી)*

**વિવરણ** : આ હદીસમાં માં–બાપ માટે મોટી નસીહત સમાયેલી છે. કેટલાક માં–બાપ કોઈ કામ માટે બોલાવવા અથવા સાથે લઈ જવાની જીદ છોડાવવા બાળકોને જૂઠા વાયદા આપે છે. એક દિવસમાં કેટલીકવાર આમ બને છે. વાયદો કર્યા પછી તે પૂરો કરવાની ફિકર નથી સેવતા. બાળકને બહેલાવવા–સમજાવવા જૂઠ વહેતું મૂકી દે છે કે ફલાણી વસ્તુ લાવીશું, અપાવીશું, મંગાવી આપીશું, બનાવડાવીને લાવીશું, વગેરે રીતે જૂઠા વાયદા કરવા અને તે પૂરા ન કરવા એ ગુનાહ છે. જેમકે ઉપર્યુક્ત હદીસથી જણાય છે.

(૧૪)

## જૂઠી વાતો કરવી અને વચનભંગ કરવો એ મુનાફકત છે

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઇરશાદ ફરમાવ્યો કે : મુનાફિકની નિશાનીઓ ત્રણ છે. ભલે તે નમાઝ પઢે, રોઝા રાખે અને પોતાના વિશે આમ સમજે કે હું મુસલમાન છું. (આ પછી આ ત્રણ નિશાનીઓનું વર્ણન કર્યું કે) ૧. વાત કરે ત્યારે જૂઠું

બોલે, ૨. વાયદો કરીને તેનાથી વિરુદ્ધ વર્તન કરે, ૩. તેની પાસે અમાનત મૂકવામાં આવે તો તેમાં ખયાનત કરે. *(મિશ્કાત, પૃ. ૧૭, બુખારી, મુસ્લિમ)*

**વિવરણ** : હઝરત અનસ (રદિ.)એ વર્ણન કર્યું કે ઘણા ઓછા વખત આમ બન્યું છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમારી સમક્ષ ખુત્બો આપ્યો અને આમ ન ફરમાવ્યું હોય કે તેનું કોઈ ઇમાન નથી, જે અમાનતદાર નથી અને તેનો કોઈ દીન નથી, જે વાયદો પૂરો ન કરે ! *(મિશ્કાત)*

અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જેનામાં ચાર ટેવો હશે તે મુનાફિક હશે અને જેનામાં આમાંની એક ટેવ હોય તેમાં નિફાકની એક ટેવ હશે, જ્યાં સુધી તેને છોડી ન દે : ૧. જ્યારે તેની પાસે અમાનત મૂકવામાં આવે તો તેમાં ખયાનત કરે. ૨. વાત કરે ત્યારે જૂઠું બોલે. ૩. વાયદો કરે તો તેનો ભંગ કરે. ૪. ઝઘડો કરે ત્યારે ગાળો બોલે. *(બુખારી અને મુસ્લિમ)*

## લેણદારને ટાળવો એ ઝુલ્મ છે :

ઘણા લોકો સમય અનુસાર દુકાનદારથી માલ ઉધાર લે છે અથવા કોઈ પાસેથી રોકડ રકમ કર્ઝે લે છે. પાછળથી કર્ઝ આપનારને એટલે કે લેણદારને સતાવે છે. વાયદા ઉપર વાયદા કરે છે. કર્ઝની અદાયગી કરતા નથી. બીજા પાસેથી માલ કે પૈસા પણ લીધા અને વાયદાભંગ કરતા રહીને તેની સતામણી કરે છે, તેને દુઃખ પહોંચાડે છે. ઉઘરાણી માટે આવવા–જવામાં તેનો વખત પણ વેડફાય છે. દરેક માણસે આમ વિચારવું જોઈએ કે માંગનારની જગાએ પોતે હોત તો શી હાલત થાત ! પોતે કેવું પસંદ કરત ! જે પોતાના માટે પસંદ કરે એ બીજાના માટે પસંદ કરવું ઉચિત છે.

જે માણસ પાસે અદાયગી માટે માલ ન હોય તો લેણદારની માફી માંગે અને સમય માંગે–મુદત માંગે. જે દિવસે આપી શકવાની શક્યતા હોય તે દિવસનો વાયદો કરે. વળી, જેની પાસે માલ હોય તે લેણદારનો તરત જ હક અદા કરી દે. ટાળવાનો પ્રયત્ન ન કરે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે જેની પાસે માલ હોય તેણે ટાળ–મટોલ ન કરવી જોઈએ ! *(મિશ્કાતુલ મસાબીહ)*

આ હદીસમાં એ લોકોને ચેતવણી આપવામાં આવી છે કે જે માલ હોવા

છતાં લેણદારને ટાળવાની કોશિશ કરે છે. ચૂકવવાની શક્તિ હોવા છતાં આજકાલના વાયદા કરે છે. પૈસા હોવા છતાં વાયદાઓ કરનારને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઝાલિમ ઠેરવ્યા છે.

## કારીગરો અને ધંધાદારીઓના વાયદા :

ખાસ કરીને આમ જોવામાં આવે છે કે ધંધાદારીઓ વાયદા કરવામાં ઘણા પારંગત હોય છે. આમ જાણવા છતાં કામ લે છે કે જે વખતે આપવાનો વાયદો કરીશું ત્યારે આપી શકીશ નહિ. છતાંય કામ લઈ લે છે અને પછી જૂઠા વાયદા કરે છે. જેમનું કામ લે છે તેઓ આવે છે ત્યારે આજકાલ, સવાર–સાંજના જૂઠા વાયદા બતાવી બિચારાઓની જાન આફતમાં મૂકી દે છે. આ જૂઠા વાયદાઓને જાણે કારીગરો કે ધંધાદારી લોકો ગુનાહ સમજતા જ નથી હોતા. અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તો આને મુનાફકતની નિશાની ગણાવેલી છે. ઘણા ધંધાવાળાઓના જૂઠનું વર્ણન તો અહાદીસ શરીફમાં પણ આવ્યું છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે, બધામાં સૌથી જૂઠા રંગારા અને સોનીઓ છે ! *(સુનને ઈબ્ને માજહ)*

જૂઠા વાયદા ઘણા લોકો કરતા હોય છે. અનુભવે જણાય છે કે રંગારા અને સોનીઓ સિવાય દરજી, લુહાર, સુથાર, કિતાબત કરનારા (લહિયા) અને પ્રેસ ચલાવનારા પણ આજકાલ વાયદાભંગ કરવામાં હદ વટાવી જાય છે. અમારા મળતિયા એક કાતિબે અમને એક વેળા વાત કરી કે પ્રારંભમાં તે જ્યારે પોતાના ઉસ્તાદ પાસે બેસી કિતાબત કરતા હતા તે કાળમાં એક ભાઈ આવ્યા. પોતે પોતાની નેકી અને સાદગીના કારણે કામ લઈને આવનારને વખત ન હોવાનું કહી મઅઝિરત કરી. તે ભાઈ ચાલ્યા ગયા પછી ઉસ્તાદે પૂછયું કે શી વાત છે ? તેમણે જણાવ્યું કે એ ભાઈ (કિતાબતનું) કામ લઈને આવ્યા હતા. કામ વધારે હોવાથી પહોંચી વળાય તેમ ન હોવાના કારણે તેમને પાછા કાઢયા. આ સાંભળી ઉસ્તાદ ઘણાં ખિજાયા અને ઠપકો આપતાં કહ્યું કે કામ પાછા કાઢવાને કયા બેવકૂફે શિખવાડયું ? કામ કદી પાછું ન કાઢો, લઈ લો અને વાયદા કરતા રહો !

આ જ હાલત લગભગ બધા જ કારીગરોની હોય છે. તેઓ આમ સમજે છે કે કામ લઈશું નહિ તો પાછળથી કામ ક્યાંથી આવશે ? આમ જૂઠ અપનાવવું

એ સમજદારીભર્યું નથી. જો કે મહદ્અંશે કારીગરો નવરા નથી પડતા. કામ તો આવતું જ રહે છે. અલ્લાહ રોઝી આપનાર છે. સાચું બોલવામાં પણ એટલું જ રિઝ્ક મળશે જેટલું મુકદ્દરમાં છે. તેમાં બરકત પણ થશે. ધંધાવાળાઓ જૂઠ બોલતા ફરે છે એથી તેમના કામમાં બરકત રહેતી નથી. કમાય ઘણું છે, પરંતુ તેમાં બરકત જણાતી નથી. પૈસા ભેગા નથી થતા. જેવી રીતે જૂઠી કસમોથી વેપારમાંથી બરકત ચાલી જાય છે એ જ રીતે કારીગરો અને ધંધાવાળાઓની કમાણીમાં બરકત થતી નથી. બધા જ ધંધાવાળા હદીસ અનુસાર અમલ કરે અને સત્ય અપનાવે તો દુનિયા તથા આખિરતમાં આરામથી રહે.

(૧૫)

## મજાકમાં જૂઠ બોલવું જાઇઝ નથી



હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી હઝરાતે સહાબા (રદિ.)એ અરજ કરી કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ અમારી સાથે મજાક કરો છો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે બેશક; (મજાકમાં પણ) સાચી જ વાત કહું છું. *(મિશ્કાત, પૃ. ૪૧૬, તિરમિઝી)*

**વિવરણ** : હઝરાતે સહાબએ કિરામ (રદિ.)એ જે આમ કહ્યું કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ અમારાથી મજાક કરો છો. આમાં બે કારણ જણાય છે. પ્રથમ એ કે તેઓએ મજાકને આં હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શાનની વિરુદ્ધ હોવાનો અર્થ લીધો. બીજું એ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેઓને મજાક–મશ્કરી કરવાની મનાઇ ફરમાવી હતી (જેનું વર્ણન હવે પછીની હદીસમાં આવી રહ્યું છે). આથી તેઓને નવાઇ લાગી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમને તો મજાક કરવાની મનાઇ ફરમાવે છે અને પોતે જ મજાક કરે છે !

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબ આપ્યો કે મજાકમાં પણ હું સાચું જ બોલું છું. આથી આવી મજાક દુરુસ્ત છે, મમનૂઅ નથી. વળી, સત્ય ઉપરાંત એ વાતની પણ કાળજી લેવામાં આવે કે જેની મજાક કરવામાં આવે તેને ખોટું ન લાગે. મજાકમાં સચ્ચાઇ હોય અને કોઇને ઉતારી પાડવાનો

કે ખોટું લગાડવાનો આશય ન હોય. મજાક દિલ ખુશ કરવા માટે છે, કોઈનું દિલ દુભાવવા માટે નથી.

**નબવી વિનોદના કેટલાક પ્રસંગો :**

એક શખ્સે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સવાલ કર્યો કે મને સવારી આપો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (વિનોદભરી રીતે) તેને ફરમાવ્યું કે બેશક, હું તને ઊંટણીના બચ્ચા ઉપર સવાર કરાવી દઈશ. પેલા માણસે કહ્યું કે ઊંટણીના બચ્ચાને હું શું કરીશ ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જણાવ્યું કે ભાઈ ! ઊંટને પણ ઊંટણી જ જન્મ આપે છે ! (એટલે કે એક રીતે ઊંટ પણ ઊંટણીનું બચ્ચું જ છે.) *(તિરમિઝી)*

જુઓ ! આ મઝાક–વિનોદમાં જરા સરખું પણ જૂઠ નથી. વાત તદ્દન સાચી છે.

એક વૃદ્ધ ઓરતે અરજ કરી કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! દુઆ કરો કે અલ્લાહ તઆલા મને પણ જન્નતમાં દાખલ કરી દે. આપ (સલ.)એ (મજાક ભરી રીતે) ફરમાવ્યું કે ડોસીઓ જન્નતમાં જશે નહિ ! આ સાંભળી પેલાં વૃદ્ધા રડતાં પાછા ફરી ગયાં. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હાજરજનોને ફરમાવ્યું કે તેણીને જઈને સમજાવો કે તેણી જન્નતમાં દાખલ થશે, પરંતુ તે વેળા વૃદ્ધા–બુઢાપો હશે નહિ. (કહેવાનો અર્થ એ નથી કે દુનિયામાં જે ઘરડાં છે તે જન્નતમાં જશે નહિ, કહેવાનો અર્થ આમ હતો કે ઘરડાં પણ જવાન હાલતમાં જ જન્નતમાં દાખલ થશે. અલ્લાહ તઆલા બધાને જવાન બનાવી દેશે.) આ પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કલામે પાકની આ આયત તિલાવત ફરમાવી : **ઇન્ના અન્શઅ્ના હુન્ન ઇન્શાઅન ફ–જઅલ્નાહુન્ન અબ્કારા. અર્થ :** તેમની બીવીઓને અમે નવેસરથી પેદા કરીશું અને તેમને કુમારિકાઓ બનાવી દઈશું. *(શમાઈલે તિરમિઝી)*

એક વેળા હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અનસ (રદિ.)ને યા ઝલઉઝનૈન (હે બે કાનવાળા) કહીને સંબોધ્યા. *(જમ્ઉલ ફવાઈદ)*

એક વેળા એક ઓરતે અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારા શૌહરે આપને દા'વત પાઠવી છે (દઅવત માટે ઘરે પધારવા વિનંતી કરી છે). આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમારા

શૌહર તો તે જ ને કે જેમની આંખોમાં સફેદી છે ? તે (શરમ–સંકોચથી) કહેવા લાગ્યાં કે અલ્લાહની કસમ, તેમની આંખમાં સફેદી નથી ! આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે કોઈપણ માણસ એવો નથી કે તેની આંખમાં સફેદી ન હોય ! (આંખની કાળી કીકીની ચોમેર સફેદી તો હોય જ છે).

જુઓ ! કેવી સત્યસભર મજાક છે ! આવી સાચી મજાક દુરુસ્ત છે. કોઈનું દિલ રાજી કરવા માટે મજાક કરવી હોય તો પણ તેમાં શરત એ છે કે વાત સત્યથી સભર હોય અને તેની ઠેકડી ઉડાવવાનો મકસદ ન હોય. મજાક મશ્કરીમાં પણ કોઈનું દિલ દુઃભાય એવી રીત અપનાવવી જાઈઝ નથી. ઘણાં મર્દ–ઓરત આ વાતનો તદ્દન ખ્યાલ નથી કરતાં. કોઈને ગમે તે રીતે કમઝોર જુએ તો તેની સામે અથવા પાછળ તેની મજાક ઉડાવે છે, ઠેકડી ઉડાવે છે. આ વર્તાવ ગુનાહિત છે. આ જ ઠઠ્ઠા–મશ્કરી ગણાય છે.

**સૂરએ હુજૂરાતમાં કેટલીક નસીહતો :**

કુર્આને મજીદમાં ઈર્શાદ છે :

"હે ઈમાનવાળાઓ ! ન તો મર્દો બીજા મર્દોની મજાક બનાવે, શકય છે કે (જેમની મજાક કરો છો) તેઓ તેમના કરતાં સારા હોય કે ન તો ઓરતો બીજી ઓરતોની મજાક કરે, શકય છે કે તેણીઓ તેમના કરતાં સારી હોય. વળી, આપસમાં એક બીજાને ટોણાં–મહેણાં ન મારો અને ન તો એક બીજાને ખોટા ઈલકાબથી પુકારો. ઈમાન લઈ આવ્યા બાદ (આવા) પાપ આચરવા અત્યંત ખરાબ વાત છે. જેઓ આમ કરવાથી અટકે નહિ તેઓ ઝાલિમ છે." *(આયત ૧૧)*

(૧૬)

## કોઇની મજાક ઉડાવવાની મનાઇ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમે તમારા ભાઈ સાથે લડાઈ–ઝઘડો ન કરો, તેમની મજાક ન કરો, તેને એવો વાયદો ન કરો કે જેનો તમે ભંગ કરો.

*(મિશ્કાત પૃ. ૪૧૭, તિરમિઝી)*

**વિવરણ :** પ્રથમ એ કે પોતાના ભાઈ સાથે ઝઘડો ન કરે. લડાઈ–ઝઘડો

અત્યંત બુરી અને શરમજનક વસ્તુ છે. પોતાના હક માટે લડવું યોગ્ય છે, પરંતુ લડાઈ ટાળવી–ત્યજવી અત્યંત અફઝલ છે. ઝઘડવાથી ગાળો અને અપશબ્દો સુધી વાત વણસી જાય છે. પરિણામે દિલોમાં કીના–કપટ સ્થાન લઈ લે છે. તેની અસરો અને પરિણામો ઘણાં દુર્ગામી અને બૂરા નીવડતા હોય છે.

આ વિષયમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જેણે ભૂલ હોવા છતાં ઝઘડો છોડી દીધો તેના માટે જન્નતના પહેલા ભાગમાં મકાન બનાવવામાં આવશે. જેણે હક ઉપર હોવા છતાં ઝઘડો કરવાનું માંડી વાળ્યું તેના ફાળે જન્નતના વચલા ભાગમાંનું મકાન આવશે અને જે કોઈએ પોતાના અખ્લાક સારા બનાવ્યા તેના માટે જન્નતના ઊંચા ભાગે મકાન તૈયાર કરવામાં આવશે. *(મિશ્કાત)*

બીજી નસીહત આ ફરમાવી કે પોતાના ભાઈની મજાક–મશ્કરી ન કરો. એનાથી એ મજાક મુરાદ છે, જેનાથી પોતાના ભાઈનું મનદુઃખ થાય. આમાં ઠઠ્ઠા–મશ્કરી અને બેવકૂફ બનાવવાનું પણ શામેલ છે. ફકત પોતાનું દિલ રાજી રાખવાનો વિચાર ન કરે, પરંતુ જેની મજાક કરવામાં આવે તેની રઝા–પરવાનગી અને ખુશી પણ નજર સમક્ષ રાખે. જો મજાકથી કોઈનું દિલ દુભાય એમ હોય, કોઈને બૂરું–માઠું લાગી રહ્યું હોય અથવા કોઈની ગીબત થઈ રહી હોય તો તે હરામ છે. કેટલાક લોકો મજાકમાં કોઈની કશીક વસ્તુ લઈ લે છે. પછી પાછી નથી આપતા અથવા સામેવાળો સંકોચના લઈને પાછી માંગતો પણ નથી. આમ બનવાના કારણે લઈ લીધેલી વસ્તુ હલાલ માની લેવામાં આવે છે. આમ સંકોચવાળાના મૌનને લઈને તે વસ્તુ લેનાર માટે હલાલ નથી બની જતી. કોઈનો માલ ત્યારે જ હલાલ બની શકે છે કે જ્યારે સામેવાળો પોતાના નફસની ખુશી–રાજીપા સાથે તેને હલાલ કરી દે !

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે કોઈ પોતાના ભાઈની લાઠી એવી રીતે ન લઈ લે કે દેખાવમાં તો હસીખેલ હોય અને દિલમાં તે લઈ લેવાનો જ ઈરાદો હોય. જે કોઈ પોતાના ભાઈની લાઠી આ નિષ્ઠાએ લઈ લે તો પાછી આપી દે. *(તિરમિઝી)*

ઘણાં તો મજાકમાં તલાક પણ આપી દે છે અને આમ સમજી બેસે છે કે તલાક નથી થઈ. જો કે મજાકમાં પણ તલાક તો લાગુ પડી જ જાય છે. લોકો પણ ગઝબની હદ કરે છે કે મજાકમાં ત્રણ તલાક આપીને બીવીને પણ રાખી લે છે. મસ્અલા પણ નથી પૂછતા અને હરામકારીમાં મશગૂલ રહે છે.

ત્રીજી નસીહત આ ફરમાવી કે પોતાના ભાઈને કોઈ એવો વાયદો ન કરે કે જેમાં વાયદાભંગ થતો હોય. વાયદો પૂરો ન કરવાની મઝમ્મત–ટીકા બીજી અહાદીસમાં પણ આવેલી છે. વાયદાભંગને મુનાફકતની નિશાની ગણાવવામાં આવી છે, જેમ કે આગળના પ્રકરણમાં આ વિશેની હદીસ આવી ગઈ છે.

(૧૭)

## લોકોને હસાવવાનો શોખ હલાકતરૂપ છે

હઝરત બહજ ઈબ્ને હકીમ પોતાના વાલિદથી આ રિવાયત કરે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે લોકોને હસાવવા ખાતર વાતો ઉપજાવે છે અને જૂઠ બોલે છે એવાઓ માટે હલાકત છે. (પછી ફરી ફરમાવ્યું) તેના માટે હલાકત છે, હલાકત છે.

*(મિશ્કાત પૃ. ૪૧૨, અહમદ, અબૂ દાવૂદ, દારમી)*

**વિવરણ** : બીજા નંબરની હદીસમાં આવી ગયું છે કે માણસ બીજાઓને હસાવવા તથા મનોરંજન પૂરું પાડવા જીભેથી એવા શબ્દો ઉચ્ચારે છે કે જેના કારણે તેની હલાકત જમીન તથા આકાશ વચ્ચેના અંતરથી પણ વધુ ઘેરી બને છે, ઊંડી બને છે.

લોકોને હસાવવાનો પણ એક શોખ તથા વ્યવસાય છે. ઘણી કોમો તો તેના વડે પોતાનું ગુજરાન ચલાવે છે. તેનું ખાનદાન અને બિરાદરી તો આમ જ સમજે છે કે અમારી કોમ તથા જાતને તો લોકોને હસાવવા માટે જ પેદા કરવામાં આવી છે. અમારું જીવન તો આ રીતે જ કમાવવા માટે અને રોટલો મેળવવા માટે છે. આ (ભાંડ–ભવૈયા) લોકો અને હાસ્યકારો લોકોની શાદીઓ અને બરાતમાં જતા હોય છે તથા જૂઠી તેમ જ બનાવટી વાતો અને મનઘડત પ્રસંગો ઊભા કરી હાજરજનોને હસાવતા હોય છે. તેઓ આ વાતની પરવા નથી કરતા કે કોના ઉપર તોહમત બાંધી, કેટલું જૂઠ બોલ્યા અથવા પોતાની જીભેથી કેટલા–કેવા કુફ્રિયહ કલિમાત કાઢયા. આ વ્યવસાયી જાત ઉપરાંત ઘણા એવા લોકોય છે કે જેમને દરબારી કહેવામાં આવે છે. આ લોકો નવાબો, અમીરો અને વજીરો–પ્રધાનોના ત્યાં રહે છે. જતાં–આવતાં રહે છે. હસાવવાનું જ કામ કરતા હોય છે. આ શોખમાં ઘણા ગુનાહ આચરાતા હોય છે. એ જ કારણે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપરોક્ત સખત વઈદ ઉચ્ચારી

છે. ફરમાવ્યું કે આવાઓ માટે હલાકત છે, હલાકત છે, હલાકત છે.

આમાં સૌથી બદતરીન રીત એ છે કે બીજાઓને હસાવવા ખાતર કોઇ એક ખાસ વ્યક્તિની મજાક–ઠેકડી ઉડાવવામાં આવે. તેની નકલ કરવામાં આવે, તેના ચાળા પાડવામાં આવે. આ રીતે તેની મશ્કરી કરવામાં આવે. ઘણી વખત હસાવવા ખાતર કોઇની ગીબત પણ કરવામાં આવે છે. આ બધું બીજાને હસાવવા, બીજાઓને મનોરંજન પૂરું પાડવા કરવામાં આવતું હોય છે. આ દુનિયામાં હસવા કે હસાવવામાં થોડીક મજા મળતી હોય છે, પરંતુ આખિરતમાં તેના કારણે જે બરબાદી સામે આવનાર છે ત્યારે આ મજાકના પરિણામની ખબર પડી જશે ! કોઇની મજાક કે ઠક્કો કરવો એ નાનીસૂની વાત નથી. આખિરતમાં બધાં જ કાર્યોનો હિસાબ છે. કોઇ ગરીબ કે લાચાર માણસની અહીં મજાક કરી લેવામાં આવશે. એ બિચારો અહીં આ સામે કશું કરી શકે તેમ નથી, પરંતુ પરવરદિગાર રોઝે જઝામાં તેનો બદલો અપાવશે. ત્યાં દરેક દાવેદાર, તાકતવર બની જશે. તેનો હક મારવામાં આવશે નહિ. નેકી અને બુરાઇઓ દ્વારા લેવડ–દેવડનો હિસાબ પતાવાશે.

જે લોકોનો વ્યવસાય કે શોખ લોકોને હસાવવાનો છે તેઓ નેકીઓ તરફ ધ્યાનમગ્ન થતા નથી. નેકીઓ કરવાની તેઓને તૌફીક મળતી નથી. ગુનાહોમાં જ બધો વખત વીતી જતો હોય છે. જો કોઇ નેકી કરી પણ લીધી તો તેની વિસાત ઘણી નાની હોય છે. પોતે મશ્કરીઓ અને મનોરંજન પૂરું પાડીને જે ગુનાહો આચર્યા હોય છે તેની સરખામણીમાં તેણે કરેલી નેકી ઘણી જ સામાન્ય હોય છે. ગુનાહોના પહાડ સામે નાની–નાની નેકીઓની શી વિસાત છે ?

### હસાવવાથી દિલ મુર્દા બની જાય છે :

હસાવવું એ ઇન્સાનની ફિતરત–પ્રકૃતિમાં શામેલ છે. કેટલીક વાતો ઉપર અચાનક હસવું આવી જતું હોય છે. આવી હસીની પડપૂછ નથી, પરંતુ બીજાઓને હસાવવાનો અને સતત હસતા રહેવાનો શોખ ટીકાપાત્ર છે.

એક હદીસમાં ઇરશાદ છે :

વધારે હસવાથી બચો, કારણ કે તેનાથી દિલ મુર્દા બની જાય છે અને ચહેરાનું નૂર ઘટી જાય છે. (એટલે કે અલ્લાહવાળાઓના ચહેરાઓ ઉપર જે નૂર હોય છે એવું નૂર આવા માણસના ચહેરા ઉપર જોવામાં આવતું નથી અને થોડું ઘણું હોય તો તે પણ ચાલ્યું જાય છે.) *(મિશ્કાત)*

દિલનું મુર્દા હોવું એટલે અલ્લાહની યાદથી ગાફિલ હોવું એ છે, જેમ કે એક હદીસમાં ઇરશાદ છે કે જે માણસ પોતાના રબને યાદ કરે છે અને જે પોતાના રબને યાદ નથી કરતો તેનું દષ્ટાંત મુર્દા અને જીવંતા જેવું છે. *(મિશ્કાત)*

એટલે કે ઝિક્ર કરનાર જાણે જીવંત છે અને ગાફિલ મુર્દા સમાન છે.

વધારે હસવા–હસાવનારાઓ અલ્લાહની યાદ તરફ ધ્યાનમગ્ન નથી હોતા. તેઓનું દિલ મુર્દા બની જાય છે. તેઓને અલ્લાહના ઝિક્રની તૌફીક નથી થતી અને તે પ્રત્યે તેઓ માનૂસ નથી બનતા.

(૧૮)

## જૂઠી કસમ ખાવાનો વબાલ

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મોટા મોટા ગુનાહ આ છે :

૧. અલ્લાહ સાથે શિર્ક કરવું, ૨. માં–બાપને સતાવવું, ૩. ખૂન કરવું, અને ૪. જૂઠી કસમ ખાવી. *(મિશ્કાત પૃ. ૧૭, બુખારી)*

**વિવરણ :** કબીરહ ગુનાહ તો ઘણાં છે; પરંતુ આ હદીસમાં કેટલાક એવા ગુનાહનું વર્ણન છે, જે ઘણા મોટા છે અને જેમાં સામાન્ય રીતે લોકો સપડાયેલા રહે છે. જો કે અત્રે આપણે જીભની આફતોની વાત કરી રહ્યા છીએ, આથી જૂઠી કસમને લગતી આ હદીસ અહીં નકલ કરી છે. અલ્લાહ સાથે શિર્ક કરવું એ સૌથી મોટોં ગુનાહ છે, જેની કદાપિ બખ્શિશ–મુક્તિ નથી...... માં–બાપની નાફરમાની–અવજ્ઞા, તેમને સતાવવું અને તકલીફ આપવી એ પણ મોટા ગુનાહોમાંથી છે. આ હદીસમાં તેને શિર્ક પછી ગણાવવામાં આવેલ છે, જેનાથી તેની કબાહત–બુરાઇ સ્પષ્ટ થાય છે.

જૂઠી કસમનો સંબંધ વીતી ગયેલા સમયના બનાવ સાથે છે. ખરેખર કોઇ બનાવ બન્યો ન હોય અને તેના વિશે આમ કહી દેવું કે આમ બની ગયું. તેના ઉપર સત્ય હોવાનું સાબિત કરવા માટે કસમ ખાય લીધી. વળી, કોઇએ કશું કામ કે આચરણ કર્યું ન હોય; પરંતુ તે વિશે કસમ સાથે કહી દીધું કે આમ કર્યું હતું અથવા પોતાના કોઇ કૃત્ય કરવા કે ન કરવા અંગે જૂઠી કસમ ખાય લીધી તો આ ઘણો મોટો ગુનાહ છે. પ્રથમ તો જૂઠ ઉપરથી જૂઠી કસમ. એટલે કે

અલ્લાહના નામનો જૂઠ માટે ઉપયોગ કરવો, ગુનાહ ઉપર ગુનાહ થઇ જાય છે. ઘણા મર્દ–ઓરત જૂઠી કસમથી લગીરે બચતાં નથી. વાત વાતમાં કસમ ખાતા ચાલ્યાં જાય છે. તેનો ગુનાહ અને વબાલ જે દુનિયા અને આખિરતમાં છે તેના તરફ ધ્યાન નથી ધરતાં. ઘણા લોકોમાં એક બીજાની નિંદા કરવાની ટેવ હોય છે. વિના કારણે લડાઇ–ઝઘડામાં પોતાને સંડોવે છે. પછી જ્યારે તક આવે છે તો ફરી જાય છે, સાફ નકાર કરી દે છે કે મેં આમ નથી કહ્યું. ઘણા લોકો વેપારનો માલ વેચતાં જૂઠા સોગંદ ખાય છે કે આટલામાં પડયો–આટલામાં લીધો છે. ઘણા વખત આમ પણ બને છે કે કોઇ વસ્તુ માટે જૂઠી કસમ ખાય જાય છે કે આ મારી છે. ખરી રીતે તેમની નથી હોતી. આ બધું એટલા માટે બને છે– આવું વર્તન એટલા માટે કરે છે કે આખિરતમાં હાજર થવાનું છે એનો વિચાર નથી કરતા.

### દિલ પર કાળો ડાઘ :

અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે કોઇ શખ્સે અલ્લાહની કસમ ખાધી અને એમાં મચ્છરની પાંખ જેટલુંયે જૂઠ હોય તો તેના દિલ ઉપર કાળો ડાઘ પડી જાય છે, જે કિયામત સુધી રહેશે. *(તિરમિઝી)*

### જૂઠા સોગંદના કારણે કોઢ :

એક હદીસમાં છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઇરશાદ ફરમાવ્યો કે જે કોઇએ જૂઠી કસમના સહારે કોઇ માલ મેળવી લીધો તો તે કોઢી હોવાની હાલતમાં અલ્લાહ તઆલાથી મુલાકાત કરશે. *(અબૂ દાવૂદ)*

હઝરત અબ્દુર્રહમાન બિન શિબુલથી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે બેશક, વેપારીઓ ફાસિક છે. (એટલે કે ઘણા મોટા ગુનેહગાર છે.) સહાબએ કિરામે અરજ કરી કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! શું અલ્લાહ તઆલાએ ખરીદ–વેચાણ હલાલ ઠેરવેલ નથી ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ખરીદ– વેચાણ હલાલ તો છે, પરંતુ વેપારીઓ કસમ ખાય છે અને ગુનેહગાર બને છે. વાત વાતમાં જૂઠ બોલે છે. *(અહમદ)*

## જૂઠી કસમ માલ અને વેપારમાંથી બરકત ઉઠાવી દે છે :

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે કસમ માલને (તો) વેચાવી દે છે, (પરંતુ) બરકતને ખતમ કરી દે છે. *(બુખારી, મુસ્લિમ)*

હઝરત અબૂઝર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે કિયામતના દિવસે ત્રણ માણસો સાથે અલ્લાહ જલ્લ શાનુહુ (મહેરબાનીભરી) વાત કરશે નહીં અને ન તો તેમના તરફ (રહમતભરી) નજરે જોશે. ન તો તેઓને પાક કરશે. તેમના માટે દર્દનાક અઝાબ છે. હઝરત અબૂઝર (રદિ.)એ પૂછયું કે મહરૂમ અને નુકસાનમાં પડનારા એ લોકો કોણ છે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે એ ત્રણ પ્રકારના માણસો છે : ૧. લૂંગી વગેરે (ઘૂંટી નીચે) લટકાવી ફરનારા લોકો ૨. કોઈને કાંઈક આપીને એહસાન જતાવનારા અને ૩. જૂઠી કસમ દ્વારા (વેપારનો) માલ ચાલુ કરવાવાળા. *(મુસ્લિમ)*

હઝરત હારિસ રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે મેં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બે જમરાતની વચમાં આમ ફરમાવતા સાંભળ્યા કે જે કોઈએ પોતાના ભાઈનો માલ જૂઠી કસમ દ્વારા મેળવી લીધો તો તે પોતાનું સ્થાન દોઝખમાં મેળવી લે. આ પછી બે ત્રણ વખત ફરમાવ્યું કે જે હાજર છે તેઓ હાજર નથી તેમના સુધી (આ વાત) પહોંચાડી દે. *(અહમદ)*

## જૂઠી કસમ વસ્તીઓને વેરાન બનાવી દે છે :

એક રિવાયતમાં છે કે જૂઠી કસમ આબાદીઓને ખંડેર બનાવી મૂકે છે. *(અત્તરગીબ)*

## ગયરુલ્લાહની કસમ ખાવી એ હરામ અને શિર્ક છે :

ગયરુલ્લાહની કસમ ખાવી હરામ અને શિર્ક છે. ઘણા લોકો અને ખાસ કરીને ઓરતો આ ગુનાહમાં સંડોવાય છે. ઓરતો મોટા ભાગે ઔલાદની કસમ ખાતી હોય છે. તારા સમ, મારા સમ, ધન–દોલતની કસમ, બાપની કસમ. આવી આવી કસમ જીભ ઉપર રમતી હોય છે. આ બધું શિર્ક છે.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે બેશક, અલ્લાહ તઆલા તમને બાપદાદાની કસમ ખાવાની મનાઈ ફરમાવે છે. તમારામાંથી કોઈને કસમ ખાવી જ હોય તો અલ્લાહની કસમ ખાય, નહિ તો ખામોશ રહે. (એટલે કે કસમ ખાવાથી બચે.) *(બુખારી, મુસ્લિમ)*

હઝરત ઉમર (રદિ.)થી આ પણ રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જેણે અલ્લાહ સિવાય કોઈની કસમ ખાધી તેણે શિર્ક કર્યું. *(તિરમિઝી)*

(૧૯)

# જૂઠી ગવાહી આપવામાં વબાલ



હઝરત અબૂબક્ર (રદિ.)એ બયાન ફરમાવ્યું છે કે અમે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હું તમને એવા ગુનાહો બતાવી દઉં જે મોટા ગુનાહોથી પણ વધારે છે. ત્રણ વખત આમ જ ફરમાવ્યું. (તેને ગણાવતાં) ફરમાવ્યું કે : (૧) અલ્લાહ સાથે શિર્ક કરવું. (૨) માં–બાપને સતાવવું. (૩) જૂઠી ગવાહી આપવી. જૂઠી ગવાહી અને જૂઠી વાત કહેવાથી ખબરદાર ! આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ વેળા તકિયે અડેલીને બેઠા હતા. સીધા બેસી ગયા અને વારંવાર જૂઠી ગવાહી એ કબીરહ ગુનાહ છે આમ ફરમાવતા જ રહ્યા. અહિંયા સુધી કે અમે (દિલમાં) કહેવા લાગ્યા કે કાશ ! આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હવે ખામોશ થઈ જાય. (એટલે કે એટલા બધા વખત જૂઠી ગવાહી આપવી એ કબીરહ ગુનાહ છે એ ફરમાવતા રહ્યા કે આપ (સલ.)ને કેટલી બધી તકલીફ પડી રહી છે એમ સમજી ખામોશ થઈ જાય એમ ઈચ્છવા લાગ્યા.)

*(અત્તરગીબ વત્તરહીબ, ભા.–૩ સ. ૨૨૧, બુખારી, મુસ્લિમ, તિરમિઝી)*

**વિવરણ** : આ હદીસમાં કેટલાક એવા ગુનાહોનું વર્ણન કરવામાં આવ્યું છે, જે ઘણાં મોટા છે અને તેના કરતાં પણ વિશેષ મોટા છે. આ પૈકી પ્રથમ શિર્કનું વર્ણન કર્યું. શિર્ક એ સૌથી મોટો ગુનાહ છે અને તેની કદાપિ બખ્શિશ થશે નહિ. આ તો બધા મુસલમાનો જાણે છે. આ પછી માં–બાપના હક્કો એટલે કે માં–બાપને તકલીફ પહોંચાડવા, દુઃખ આપવા તથા નાફરમાની કરવા વિશે વર્ણન કર્યું. અલ્લાહના કલામમાં પણ અલ્લાહ પાકની તવહીદ અને

ઈબાદતનો હુકમ આપ્યા પછી સાથે સાથે માં–બાપ સાથે સારો વર્તાવ કરવાનો હુકમ ફરમાવવામાં આવ્યો છે.

સૂરએ બની ઈસરાઈલમાં ઈરશાદ છે :

"અને તારા પરવરદિગારે હુકમ આપ્યો છે કે તેના સિવાય કોઈની ઈબાદત કરીશ નહિ અને માં–બાપ સાથે સારો વર્તાવ કરજો. જો તમારી આગળ એક અથવા બંને ઘરડાં થઈ જાય તો તેમને ઉફ સુદ્ધાં કહેશો નહિ. તેમની સાથે અદબપૂર્વક વાતચીત કરજો અને તેમની સાથે મુહબ્બત તથા નમ્રતાથી વર્તજો, દુઆ કરતા રહેજો કે હે મારા પરવરદિગાર ! આ બંને ઉપર રહમ ફરમાવજે, જેવી રીતે કે તેઓએ નાનપણમાં મને પાળ્યો–પોષ્યો."

આ આયતે કરીમહમાં અલ્લાહ તઆલાએ પ્રથમ તો આ હુકમ ફરમાવ્યો કે તેના વિણ બીજા કોઈની ઈબાદત કરશો નહિ. અમ્બિયાએ કિરામ (અલૈ.)ની શરીઅતોનો પણ આ જ હુકમ છે. આ જ હુકમનું પાલન કરવા માટે અમ્બિયાએ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ મોકલ્યા અને કિતાબો નાઝિલ કરી સહીફા ઉતાર્યા. અલ્લાહ તઆલાને અકીદાથી એક માનવું અને ફક્ત તેની જ ઈબાદત કરવી અને કોઈપણ વસ્તુને તેની ઝાત, સિફાત, તાઝીમ અને ઈબાદતમાં શરીક ન કરવી એ ખુદાવંદે કુદૂસનો સૌથી મોટો હુકમ છે.

બીજું આમ ફરમાવ્યું કે, માં–બાપ સાથે સારો વર્તાવ કરતા રહો. અલ્લાહ તઆલા ખાલિક છે, પેદા કરનાર છે. તેણે સૌને પેદા કર્યા છે. તેની ઈબાદત તથા શુક્રગુઝારી આવશ્યક તથા અનિવાર્ય છે. તેણે પેદા કરવાનો ઝરીઓ માં–બાપને બનાવેલ છે. માં–બાપે પરવરિશમાં ઘણાં દુઃખ ઉઠાવેલ છે. અલ્લાહ પાકે પોતાની ઈબાદતના હુકમ સાથે માં–બાપ સાથે ભલાઈ કરવાનો પણ હુકમ આપેલો છે, જે કલામે મજીદમાં ઠેકઠેકાણે વર્ણવાયેલો છે. સૂરએ બની ઈસરાઈલની ઉપરોક્ત આયતમાં માં–બાપ સાથે સારો વર્તાવ કરવાનો હુકમ આપવાની સાથે માં–બાપની તા'ઝીમ, તકરીમ–અદબ તથા આમાન્ય જાળવવાનો હુકમ આપવામાં આવ્યો છે. વળી, કેટલીક શીખ પણ આપી છે.

પ્રથમ આ કે માં–બાપ બંને સાથે અથવા બેમાંથી એક હયાત હોય અને વૃદ્ધ થઈ જાય તો ઉફ પણ ન કહો. આશય આ છે કે જીભેથી કોઈ શબ્દ એવો બહાર નીકળવા ન પામે, જેનાથી તેમની તા'ઝીમમાં ફરક આવે અથવા જે શબ્દોથી તેમના દિલને દુઃખ પહોંચે.

હઝરત હસન (રદિ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાના ઈલ્મમાં ઉફ્ શબ્દથી નીચો પણ બીજો કોઈ દરજો માં–બાપને તકલીફ આપવાનો હોત તો તેને પણ હરામ ઠેરવત ! *(દુર્રે મન્સૂર)*

**માં-બાપની તાઝીમ અને આબરૂનો હુકમ :**

માં–બાપનો આદર કરવો તથા ફરમાંબરદારી કરવી વાજિબ છે. ઘરડાં હોય કે જવાન તેમ આયાત તથા અહાદીસના વર્ણનથી જણાય છે. ઘરડાપણાનો ખાસ ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો કે આ ઉંમરમાં માં–બાપ ચિડાય જાય છે, કેટલીક બીમારીઓ પણ લાગુ પડી જાય છે. ઔલાદને તેમની થૂંકદાની પણ સાફ કરવી પડતી હોય છે. મેલાં તેમજ નાપાક કપડાં ધોવા પડતાં હોય છે, જેથી તબિયત ઉપર તેનો ભાર જણાય છે. દિલ તંગ બની જઈ ઊલટાં–સુલટાં શબ્દો પણ જીભેથી નીકળવા માંડે છે. આવા સમયે સબર અને સહનશીલતા રાખવી, માં–બાપને રાજી રાખવાં. વળી, દુઃખ પહોંચાડે એવા શબ્દપ્રયોગથી બચવું. આ બધું ઘણી સઆદતનું કામ છે. આમાં ઘણા લોકો નિષ્ફળ જાય છે.

હઝરત મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે તમે તેમના જાજરૂ–પેશાબ સાફ કરતી વેળા ઉફ પણ ન કરો. જેમકે તેઓ પણ તમારા (નાનપણમાં) જાજરૂ–પેશાબ ધોતા હતા ત્યારે ઉફ કરતા નહોતા. *(દુર્રે મન્સૂર)* અનાદર ન કરવાના હુકમ સાથે આમ પણ ફરમાવ્યું કે તેમને ધુત્કારો પણ નહિ, તેમની સાથે તોછડાઈ પણ વાપરો નહિ. ધુત્કારવું એ ઉફ–અનાદર કરવા કરતાં પણ ભૂંડું કામ છે. ઉફ કરવાની મનાઈ છે તો પછી ધુત્કારી પણ કઈ રીતે શકાય છે ?

બીજો હુકમ આ આપ્યો કે **વ કુલ લહુમા કવલન કરીમા** એટલે કે માં–બાપ સાથે અત્યંત અદબપૂર્વક વાત કરવી, સારી વાતો કરવી, વાતચીતમાં નમ્રતા રાખવી અને શબ્દોમાં માન અને આબરૂ જાળવવી એ બધું "**કવ્‌લન કરીમન**"માં દાખલ છે.

ત્રીજો ઈરશાદ આ ફરમાવ્યો કે **વખ્ફિદ લહુમા જનાહઝ ઝુલ્લિ મિનર્રહમહ** એટલે કે માં–બાપ સાથે શફકત–મુહબ્બત તથા નમ્રતાથી પેશ આવવું. આની તફસીરમાં હઝરત ઉરવહ (રહ.)એ ફરમાવ્યું કે તેઓ સાથે એવો વર્તાવ કરો કે તેમની જે મહેચ્છા હોય તેને પૂરી પાડવામાં તમારા તરફથી કશી કમી ન આવે. વળી, હઝરત અતાઅ્ બિન અબી રબીહ (રહ.)એ તેની તફસીરમાં આમ ફરમાવ્યું કે માં–બાપ સાથે વાતચીત કરતી વેળા ઉપર–નીચે

હાથ ન ઉઠાવવા જોઇએ. (જેમ કે આપણી બરોબરવાળાઓ સાથે ઉઠાવીએ છીએ.) હઝરત ઝુબૈર બિન મુહમ્મદ (રહ.)એ તેની તફસીરમાં ફરમાવ્યું કે માં–બાપ જો તમને ગાળો આપે અને બૂરું ભલું પણ કહે તો જવાબમાં આમ કહેજો કે અલ્લાહ તમારા ઉપર રહમ ફરમાવે. *(દુર્રે મન્સૂર)*

ચોથી નસીહત આ ફરમાવી કે માં–બાપ માટે દુઆ કરતા રહો કે **રબ્બિર હમહુમા કમા રબ્બયાનિ સગીરા** એટલે કે હે મારા રબ ! આ બંને ઉપર રહમ ફરમાવ, જેવી રીતે કે એમણે મને નાનપણમાં પાળ્યો અને પોષ્યો.

વાત આમ છે કે ઔલાદ હાજતમંદ હતી, તદ્દન અશક્ત તથા નાસમજ હતી એ વખતે માં–બાપે દરેક પ્રકારની તકલીફ ઉઠાવી અને દુઃખ–સુખમાં તેની સેવાચાકરી કરી પરવરિશ કરી. હવે ૫૦–૬૦ વરસ પછી હાલત બદલાઇ ગઇ. માં–બાપ ખર્ચ અને ખિદમતના મોહતાજ છે. ઔલાદ કમાનાર, રૂપિયા– પૈસા ધરાવનાર, ઘરબાર અને કારોબારવાળી છે. ઔલાદને જોઇએ કે માં–બાપની ખિદમત કરવાથી ન ગભરાય અને તેમના માટે ખર્ચ કરવામાં દિલ તંગ ન બનાવે. દિલ ખોલીને જાન–માંલ વડે તેમની સેવાચાકરી કરે. પોતાના બાળપણને યાદ કરે. તે વેળા તેઓએ જે દુઃખ વેઠયું તે સામે રાખે અને બારગાહે ખુદાવંદીમાં આમ અરજ કરે કે હે મારા રબ ! તેમના ઉપર રહમ ફરમાવ, જેવી રીતે કે તેઓએ મને બાળપણમાં ઉછેર્યો.



તફસીરે ઇબ્ને કસીરમાં છે કે એક માણસ પોતાની વાલિદહને ઉપાડી તવાફ કરી રહ્યો હતો. તેણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું કે શું આ રીતે સેવા કરીને મેં મારી વાલિદહનો હક અદા કરી દીધો કે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે એક શ્વાસનો હક પણ અદા નથી કરી શક્યો. *(તફસીરે ઇબ્ને કસીર : ભાગ–૩, પૃ. ૩૫)*

ત્રીજો મોટો ગુનાહ જે ઉપરોક્ત હદીસમાં વર્ણવાયેલો છે તે છે જૂઠી ગવાહી આપવી. જેવી રીતે પોતાનો માલ વેચવા માટે જૂઠી કસમ ખાવી હરામ છે એવી જ રીતે કોઇ બીજાને કોઇનો માલ નાહક અપાવવા માટે અથવા મુકદમો જીતાડવા માટે અથવા કોઇપણ કારણે જૂઠી ગવાહી આપવી હરામ છે.

(૨૦)

# સાત હલાક કરનાર ગુનાહ, જે પૈકી પાકદામન ઔરત ઉપર તોહમત મૂકવી પણ છે

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે હલાક કરનાર સાત વસ્તુઓથી બચો. હઝરાતે સહાબા (રદિ.)એ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હલાક કરનાર વસ્તુઓ કઈ છે ?

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ૧. અલ્લાહ સાથે શિર્ક કરવું, ૨. જાદૂ કરવો, ૩. જેને કતલ કરવો અલ્લાહ તઆલાએ હરામ ઠેરવેલ છે તેને કતલ કરવો, પરંતુ હા, તે હક માટે હોવું જોઈએ (જેને ઉલમા તથા શરઈ કાઝી જાણે છે તથા સમજે છે). ૪. વ્યાજ ખાવું, ૫. યતીમનો માલ ખાવો, ૬. જિહાદના મેદાનમાંથી પીઠ ફેરવી ભાગી જવું, ૭. પાકબાઝ મુઅમિન ઔરતો ઉપર તોહમત લગાડવી, જે બુરાઈઓથી ગાફિલ છે.

*(મિશ્કાત, પૃ. ૧૭, બુખારી, મુસ્લિમ)*

**વિવરણ** : આ હદીસે પાકમાં સાત ગુનાહનું વર્ણન કરવામાં આવ્યું છે જે હલાક કરી નાંખનાર છે. સાતમાં ક્રમે પાકબાઝ ઔરતો ઉપર તોહમત લગાડવાનું વર્ણન છે, જેમને (ખોટા કામ કરવાનું) ભાન જ નથી. મતલબ આમ છે કે જે ઔરતો મુઅમિન છે, પાક અને આબરૂદાર છે, બુરાઈથી તદ્દન ગાફિલ છે તેમના ઉપર તોહમત મૂકવી એવા મોટા ગુનાહોમાં ગણાય છે, જે હલાક કરી નાંખનાર છે, એટલે કે દોઝખમાં પહોંચાડનાર છે. તેમના ઉપર તોહમત લગાડવી એ મોટા ગુનાહ એટલા માટે છે કે તેણીઓનું બુરાઈઓ તરફ ધ્યાન જ નથી હોતું. જીભ ઉપર કાબૂ નથી એવા મરદ અને ઔરત આ બિચારીઓ ઉપર તોહમતોના ગપગોળા છોડે છે. જેની ચાલ ઢાલ–રીતભાત શંકાઓથી ભરેલ હોય એવી ઔરત ઉપર તોહમત–આક્ષેપ લગાવવો એ કબીરહ ગુનાહ છે તો પછી પાક–પવિત્ર ઔરત ઉપર તોહમત મૂકવી એ તો એથીય વધુ સખત છે. સૂરએ નૂરમાં ઈરશાદ છે :

**અર્થ** : જે ઔરતો પાકદામન છે અને એવી તેવી (વ્યર્થ) વાતોથી અજાણ છે અને ઈમાનવાળીઓ છે તો એવી ઔરતો પર તોહમત મૂકવી એ દુનિયા

અને આખિરતમાં લા'નતરૂપ છે. તેઓને સખત અઝાબ થશે. એ દિવસે તેઓની વિરુદ્ધ તેમની જીભો ગવાહી આપશે. વળી, તેમનાં હાથ–પગ તેમનાં કામોની સાક્ષી આપશે, જેને આ લોકો કરતા હતા.

ઉપરોક્ત હદીસમાં પાકબાઝ ઔરતો ઉપર તોહમત લગાડવા વિશેનું વર્ણન છે. બીજી હદીસોમાં સામાન્ય વિષયની વાત છે, જેમાં ખાસ કરીને તોહમતનો શો ગુનાહ છે તેનું વર્ણન છે. મરદ કે ઔરતનો ખાસ ઉલ્લેખ નથી.

હઝરત મુઆઝ ઈબ્ને અનસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જેણે કોઈ મુઅમિનને મુનાફિકથી બચાવ્યો (એટલે કે ગીબત કરનારનો વિરોધ કર્યો અને જેની ગીબત કરવામાં આવી રહી હોય તેની તરફેણ કરી) તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે એક ફરિશ્તો મોકલશે, જે તરફેણ કરનારના ગોશ્તને દોઝખથી બચાવશે. (એટલે કે આ ફરિશ્તો તેને દોઝખમાં દાખલ થવા દેશે નહિ અથવા દાખલ થઈ જશે તો તેને અઝાબથી બચાવશે) અને જે કોઈએ કોઈ મુસલમાન ઉપર તોહમત મૂકી તો તેને અલ્લાહ તઆલા દોઝખના પુલ ઉપર અટકાવી રાખશે, અહીં સુધી કે તે પોતે કહેલી વાતથી સાફ થઈને નીકળી જાય. *(મિશ્કાત, પૃ. ૪૨૪)*

**જેના ઉપર તોહમત મૂકવામાં આવે તેનો બચાવ કરવાનો સવાબ :**

આ હદીસ મુબારકમાં બે વાતો પ્રત્યે ધ્યાન દોરવામાં આવ્યું છે. પ્રથમ આ કે જે કોઈ, કોઈની ગીબત સાંભળે તો જેની ગીબત કરવામાં આવી રહી હોય તેનો બચાવ કરે. આ કામનો ઘણો મોટો ફાયદો બતાવવામાં આવ્યો. તે આ કે ફરિશ્તા તેને કિયામતના દિવસે દોઝખના અઝાબથી બચાવશે.

બીજી વાત આ કે દરેક વ્યક્તિએ કોઈની પણ તોહમત કરવાથી બચવું વાજિબ છે. કોઈએ કોઈના ઉપર તોહમત મૂકી તો આ સામાન્ય વાત નથી. આ ગુનાહને કારણે કિયામતના દિવસે મોટી મુસીબત ખડી થઈ જશે. જેના ઉપર તોહમત મૂકી તેનાથી છુટકારો મેળવવો જરૂરી છે. દોઝખની પીઠ ઉપર પુલસિરાત ખડો કરવામાં આવશે. બધાને તેના ઉપરથી પસાર થવું પડશે. જે તેના ઉપરથી પસાર થઈ જશે તે જન્નતમાં દાખલ થઈ જશે. તોહમત મૂકનાર શખ્સ પુલસિરાત ઉપર અટકી જશે. જ્યાં સુધી તોહમત મૂકવાના ગુનાહથી પાક સાફ ન થઈ જશે ત્યાં સુધી જન્નતમાં જશે નહિ.

પાક સાફ હોવાની બે રીતો છે. એક તો તે શખ્સ માફ કરી દે, જેના ઉપર તોહમત મૂકવામાં આવી હતી અથવા પોતાની નેકીઓ તેને આપી તેના ગુનાહ પોતાના શિરે લઈ દોઝખમાં બળે. જો કે ત્યાં બંદા ઘણા જ હાજતમંદ હશે, આથી કોઈ માણસ માફ કરી દે એવી ઉમ્મીદ તો ઘણી ઓછી રહેશે. હવે તો બીજી વાત દોઝખમાં બળવાની જ રહી જાય છે. કોઈમાં હિંમત છે કે દોઝખમાં બળવાનો ઈરાદો કે તૈયારી કરે ? જો આવી હિંમત નથી તો પોતાની જીભ અને નફસ ઉપર કાબૂ ધરાવે એ આવશ્યક છે. ઘણી ખરી ઔરતો અને મરદ આ વાતનો તદ્દન ખ્યાલ નથી રાખતાં કે કોઈના વિશે શું કહી ચૂક્યા અથવા શી તોહમત મૂકી અથવા કોઈના ઉપર શી તોહમત થોપી ?

## ઔરતોના ઝઘડામાં તોહમતોની વણઝાર :

જ્યાં સાસુ–વહુમાં લડાઈ છેડાઈ કે તરત જ કહી દીધું કે તું રંડી છે. શોકનો પરસ્પર લડવા માંડી તો એક બીજીને ઝાની કહી દીધી. નણંદ–ભાભીમાં લડાઈ થઈ તો ઝટ કહી દીધું કે યાર શોધતી ફરે છે. કોઈને ચોર બતાવી, કોઈને કહી દીધું કે શરાબી ઝાની છે. વળી, તોહમત મૂકવામાં એવાને પણ છોડવામાં આવતા નથી, જેમનાથી કદાપિ મુલાકાત થઈ નથી હોતી, બલકે જે લોકો મરી ગયા, આ દુનિયામાંથી જઈ ચૂક્યા તેમના ઉપર પણ તોહમત મૂકી દે છે. આ તો ઘણી ખતરનાક વાત છે, જેની સજા ઘણી સખત છે.

જે લોકો દુનિયામાં કમઝોર છે, દૂર છે અથવા મરણ પામ્યા છે, બદલો લેવાથી લાચાર છે, તેવાઓની આગળ–પાછળ કોઈ તોહમત મૂકી દીધી અને તે બદલો ન લઈ શકયા તો એનો અર્થ આ નથી કે આ બાબત અહિં જ ખતમ થઈ ગઈ. આખિરતનો દિવસ આવનાર છે જ્યાં હાજર થવાનું છે. હિસાબ–કિતાબ થશે. મઝલૂમોને બદલો અપાવવામાં આવશે. એ દિવસે શું થશે ? તેના ઉપર વિચાર કરવો જોઈએ. સામાન્ય માણસો કશીને કશી હેસિયત ધરાવે છે. પોતાના ઝરખરીદ ગુલામ કે નોકર તો બિચારો આ દુનિયામાં શી વિસાત ધરાવે છે, પરંતુ જો કોઈએ પોતાના નોકર ઉપર તોહમત મૂકી તો તોહમત મૂકનાર ઉપર કિયામતના દિવસે હદ કાયમ કરવામાં આવશે, સિવાય કે તે તોહમત મૂકવામાં સાચો હોય. *(અત્તરગીબ વત્તરહીબ, બુખારી, મુસ્લિમ)*

(૨૧)

# એક બીજા ઉપર લા'નત કરવાની, અલ્લાહના ગઝબની અને દોઝખની આગની બદદુઆ કરવાની મનાઇ

હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે,

એક બીજા ઉપર અલ્લાહની લા'નત ન નાંખો. પરસ્પર આમ પણ ન કહો કે તારા ઉપર અલ્લાહનો ગઝબ નાઝિલ થાય. વળી, ન તો પરસ્પર એકબીજાને માટે આમ કહો કે જહન્નમમાં જાય. આપસમાં એવુંય ન કહો કે આગમાં બળે. *(મિશ્કાત શ. ૪૧૩, તિરમિઝી, અબૂ દાવૂદ)*

**વિવરણ** : આ મુબારક હદીસમાં ત્રણ નસીહતો ફરમાવી. પ્રથમ આ કે આપસમાં એક બીજા ઉપર લા'નત ન કરો. અલ્લાહ તઆલાની રહમતથી દૂર હોવાની બદ્દુઆને લા'નત કહે છે. કોઈને આમ કહેવું કે મલઊન છે, લઈન છે અથવા મરદૂદ છે અથવા તેના ઉપર અલ્લાહની માર છે અથવા અલ્લાહની ફિટકાર છે. આ બધું લા'નતના અર્થ કે વ્યાખ્યામાં આવે છે. કોઈના ઉપર લા'નત વરસાવવી એ ઘણી સખત વાત છે.

**લા'નત કોના ઉપર કરવી યોગ્ય છે ? :**

સામાન્ય રીતે આમ કહી શકીએ છીએ કે કાફિરો ઉપર અલ્લાહની લા'નત હજો અને કાફિરો, જૂઠાઓ અને ઝાલિમો ઉપર અલ્લાહની લા'નત હજો, પરંતુ કોઈનું નામ લઈ લા'નત કરવી જાઈઝ નથી. જ્યાં સુધી એ યકીન ન હોય કે તે કુફ્ર ઉપર મરણ પામ્યો. માણસ તો માણસ તાવને, હવાને, જાનવરને પણ લા'નત વરસાવવી જાઈઝ નથી. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, એક માણસ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયો. તેણે હવા ઉપર લા'નત કરી. આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હવા ઉપર લા'નત ન પાઠવો, કારણ કે તે અલ્લાહના હુકમથી ચાલતી હોય છે. જે માણસ કોઈ એવી વસ્તુ ઉપર લા'નત પાઠવે, જે લા'નતને પાત્ર નથી તો લા'નત તેના ઉપર પાછી ફરે છે, જેણે લા'નત વરસાવી. *(તિરમિઝી)*

એક હદીસમાં ઈરશાદ છે કે બેશક, ઈન્સાન જ્યારે કોઈના ઉપર લા'નત વરસાવે છે તો પ્રથમ લાનત આકાશ તરફ જાય છે. ત્યાં દરવાજા બંધ કરી દેવામાં આવે છે તો પછી તેને પાછી જમીન તરફ ઉતારવામાં આવે છે. જમીનના દરવાજા પણ બંધ કરી દેવામાં આવે છે. આ પછી તે ડાબે–જમણે ફરતી રહે છે. જ્યારે ક્યાંય જવાનો રસ્તો નથી મળતો તો જેણે લા'નત વરસાવી છે તેના તરફ તે પાછી ફરે છે. જો સામેવાળો લા'નતને લાયક છે તો તેના ઉપર વરસે છે, નહિ તો જેણે લા'નત વરસાવી છે તેના તરફ તે પાછી ફરે છે. *(અબૂ દાવૂદ)*

**હઝરત સિદ્દીકે અકબર (રદિ.)નો બનાવ :**

હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની જીભેથી એક વેળા કેટલાક ગુલામોના વિષયમાં લા'નતના શબ્દો નીકળી પડયા. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ત્યાંથી પસાર થઈ રહ્યા હતા. આપે (નારાજગી તથા આશ્ચર્ય સાથે) ફરમાવ્યું કે શું લા'નત કરનાર અને સિદ્દીકીન (શું આ બંને) એક જગ્યાએ એકત્ર થઈ શકે છે કે ? કા'બાના રબની કસમ, આ બની શકતું નથી (કે કોઈ માણસ સિદ્દીક પણ હોય અને લા'નત કરનાર પણ). હઝરત સિદ્દીકે અકબર (રદિ.) ઉપર આ વાતની ભારે અસર પડી. એ જ દિવસે આપ (રદિ.)એ પોતાના કેટલાક ગુલામોને આઝાદ કરી દીધા અને બારગાહે રિસાલત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં હાજર થઈ અરજ કરી કે હવે આમ કદી બનવા પામશે નહિ. *(બયહકી)*



હઝરત અબુ દરદાઅ્ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે બેશક ઘણી લા'નત વરસાવનારા કિયામતના દિવસે કોઈના હકમાં ગવાહ બની શકશે નહિ અને ન તો સિફારિશ કરી શકશે. *(સહીહ મુસ્લિમ)*

**ઔરતો લા'નત બહુ પાઠવતી હોય છે :**

એક વેળા હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈદની નમાઝ પઢવા તશરીફ લઈ જઈ રહ્યા હતા. કેટલીક ઔરતો પાસેથી પસાર થયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ઔરતો ! સદકો કરો, કારણ કે મને દોઝખમાં બીજા કોઈ કરતાં તમારું પ્રમાણ વધુ જોવા મળ્યું છે. ઔરતોએ પૂછયું કે આમ શાથી ? યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે કારણ કે તમે ઔરતો

લા'નત ઘણી વરસાવો છો અને પતિની નાશુક્રી કરો છો. *(બુખારી, મુસ્લિમ)*

ઔરતો લા'નત ઘણી કરતી હોય છે, એટલે કે કોસવું, ભાંડવું, રડવું–પીટવું, બૂરું–ભલું કહેવું, આડી–અવળી વાતો જીભેથી ઉચ્ચારવી–આ બધું ઔરતોનું કામ છે. શૌહર, ઔલાદ, ભાઈ–બહેન, ઘર, જાનવર, પ્રાણીઓ, આગ, પાણી દરેક વસ્તુને કોસતી રહેતી હોય છે. તેને આગ લાગે, તેનું નખ્ખોદ વળે, તેનું ઉચ્છેદ જાય, તેને રંડાપો આવે, તેનું સત્યાનાશ થાય, તે મરી જાય, બરબાદ થાય, એવા અસંખ્ય લા'નતરૂપ શબ્દો તેણીઓની જીભે રમતા હોય છે. તેમાં બદ્દુઆના શબ્દો, અપશબ્દો અને ગાળો પણ હોય છે. આ વાત અલ્લાહને નાપસંદ છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આવા વર્તાવને દોઝખમાં દાખલ થવાનું કારણ બતાવ્યું છે.

એક વેળા હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક સહાબી ખાતૂન પાસે તશરીફ લઈ ગયા. એમને ઉમ્મુસ્સાઈબ કહેવામાં આવતાં હતાં. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જોયું કે તે કાંપી–ધ્રુજી રહ્યા હતાં. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું કે શી વાત છે? આપને ધ્રુજારી કેમ આવી રહી છે? જવાબ આપ્યો કે તાવ ચઢયો છે, ખુદા તેનું બૂરું કરે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તાવને ન ભાંડો, કારણ કે તે માણસોના ગુનાહોનો એવી રીતે નાશ કરી દે છે કે જેવી રીતે ભઠ્ઠી લોઢાના કાટ–મેલને દૂર કરી દે છે. *(મુસ્લિમ શરીફ)*

બીજી નસીહત આ ફરમાવી કે આપસમાં એકબીજા માટે આમ ન બોલો કે તમારા ઉપર અલ્લાહનો ગઝબ નાઝિલ થાય. મુઅમિન અલ્લાહની રહમતો માટે છે. તેણે સદા રહમતની જ દુઆ કરવી જોઈએ. અલ્લાહનો ગઝબ તો કાફિરો ઉપર ઊતરે છે. કોઈ મુઅમિન માટે આમ કહેવું કે તારા ઉપર ખુદાનો ગઝબ નાઝિલ થાય તો તે જહાલતની વાત છે.

ત્રીજી નસીહત આ ફરમાવી કે આપસમાં એકબીજા માટે આમ ન કહો કે તું જહન્નમમાં જાય. કેટલાક જાહિલ, બલકે ભણેલા–ગણેલા લોકો પણ વાતવાતમાં બીજાઓ માટે આમ કહી દેતા હોય છે કે અમારી બલાથી, જાય જહન્નમમાં. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આમ કહેવાની મનાઈ ફરમાવી છે, કારણ કે મુસલમાન દોઝખ માટે નથી, તે તો જન્નત માટે છે. તેને સદા જન્નતી હોવાની દુઆ આપો. અખ્લાક બુલંદ બનાવો. જો કોઈ શખ્સ

સતાવે તો પણ તેને દુઆ આપો. બદદુઆ આપવાનો કોઈ સવાબ હદીસમાં નથી બતાવાયો. હા, દુઆ આપવાની તરગીબ–પ્રેરણા હદીસમાં આપવામાં આવેલી છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તાઈફ તશરીફ લઈ ગયા. આ વેળા ત્યાંના લોકોએ ઈસ્લામ કબૂલ કર્યો નહિ અને ઘણી ખરાબ રીતે તેઓ પેશ આવ્યા. અત્યંત ખરાબ રીતે સતાવ્યા. મલકુલ જિબાલ–પહાડો માટે નિયુક્ત કરવામાં આવેલ ફરિશ્તાએ આવી અરજ કરી કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવો તો આ લોકોને બે પહાડો વચ્ચે ભીંસી દઉં. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : (હું તેઓને અઝાબ અપાવવા નથી ઈચ્છતો) હું અલ્લાહથી આવી ઉમ્મીદ રાખું છું કે આ લોકોના વંશજોમાંથી એવા લોકોને પેદા કરે કે જેઓ તેની સાથે કોઈને શરીક ન કરે. *(બુખારી, મુસ્લિમ)*

હઝરત અબૂ હુરયરહ (રદિ.)ને અરજ કરવામાં આવી કે મુશ્રિકોના હકમાં બદ્દુઆ ફરમાવી દો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મને લા'નત કરનાર બનાવીને નથી મોકલવામાં આવ્યો. મને તો રહમત બનાવીને જ મોકલવામાં આવેલ છું. *(મુસ્લિમ)*

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ન તો નકામી વાતો કરનાર હતા, ન તો લા'નત વરસાવનાર હતા કે ન તો ગાળ આપનાર હતા. નારાઝગીના સમયે આમ ફરમાવી દેતા : "તેને શું થઈ ગયું છે ? તેનો ચહેરો માટીવાળો બને !" *(બુખારી).* કેટલાક તફસીરકારો કહે છે કે આ શબ્દોમાં દુઆ છે કે તેને સિજદાની તૌફીક મળે.

**યઝીદ ઉપર લા'નતનો મસ્અલહ :**

કેટલાક લોકો રાફઝીઓના પગલે યઝીદને લા'નત કરે છે. અહલે સુન્નતે રાફઝીઓનું અનુકરણ કરવાની શી જરૂરત છે ? તેમણે તો ઈસ્લામી ઉસૂલ ઉપર જ ચાલવું જોઈએ. રાફઝીઓની તો બુનિયાદ જ આ ઉપર છે કે હઝરાતે સહાબાને કાફિર કહે, યઝીદ અને તેના લશ્કર ઉપર લા'નત વરસાવે અને કુર્આનમાં ફેરફાર થયા હોવાનું માને. મુત્અહ કરે અને અહલે સુન્નતમાં ફસાય, ઘેરાય જાય તો તકિય્યહના દાવપેચ વાપરી પોતાના અકીદા વિશુદ્ધ પણ વાતો કરવા મંડી પડે. અહલે સુન્નત તો પોતાના ઉસૂલોને વળગેલા રહે છે, જે કિતાબુલ્લાહ અને સુન્નતે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી

સાબિત છે. આ ઉસૂલોમાંથી એક આ પણ છે કે લા'નત ફક્ત તેના ઉપર જ પાઠવી શકાય છે કે જેનું મરવું કુફ્ર ઉપર હોવાનું યકીની હોય–નિશ્ચિત હોય. યઝીદ અને તેના અન્સારનું કુફ્ર ઉપર મરવું કઇ રીતે યકીની છે કે તેમના ઉપર લા'નત કરવામાં આવે ?

હઝરત ઈમામ ગઝાલી (રહ.)એ ઇહ્યાઉલ ઉલૂમમાં પ્રથમ આ વાત ઉપસ્થિત કરી છે કે યઝીદ ઉપર લા'નત કરવી જાઇઝ છે કે નહિ ? આ કારણે કે તે હઝરત હુસૈન (રદિ.)નો કાતિલ હતો અને તેમ કરવાનો હુકમ આપનાર હતો. પછી આ વાતનો જવાબ આપ્યો છે કે યઝીદે હઝરત હુસૈન (રદિ.)ને શહીદ કર્યા હતા અથવા તેમ કરવાનો હુકમ આપ્યો હતો તે વાત પૂરતી સાબિત નથી. આથી તેમના ઉપર લા'નત કરવી એ તો બાજુએ રહી, આમ કહેવું પણ જાઇઝ નથી કે તેણે હઝરત હુસૈન (રદિ.)ને કતલ કર્યા હતા અથવા કતલ કરવાનો હુકમ આપ્યો હતો. આ કારણ છે કે કોઇ મુસલમાન ઉપર કબીરહ ગુનાહ કર્યો હોવાનો તહકીક કર્યા વિના આક્ષેપ કરવો જાઇઝ નથી. વળી, હઝરત ઈમામ ગઝાલી (રહ.) આમ પણ ફરમાવે છે કે કોઇ ખાસ માણસનું નામ લઇને તેના ઉપર લા'નત કરવામાં ખતરો સમાયેલો છે, તેમ કરવાથી બચવું જરૂરી છે. વળી, જેના ઉપર લા'નત કરવી જાઇઝ છે, છતાં તે વિશે ચૂપકીદી ધારણ કરવામાં કશો ગુનાહ કે પકડ નથી. જો કોઇ માણસ ઇબ્લીસ ઉપર લા'નત ન કરે તો તેમ કરવામાં તેને કોઇ ખતરો નથી. આથી બીજાઓ ઉપર લા'નત કરવામાં મૌન સેવવામાં કશો વાંધો નથી.

કહેવાનું તાત્પર્ય એ છે કે અલ્લાહના ઝિક્રમાં મશગૂલ રહેવું અફઝલ અને ઉત્તમ છે. જો ઝિક્રુલ્લાહમાં મશગૂલ ન બની શકે તો ખામોશ રહેવામાં પણ સલામતી છે (કારણ કે લા'નત ન કરવામાં કશો ખતરો નથી અને નામ લઇ લા'નત કરી દીધી તો તેમાં ખતરો છે, કારણ કે જો તે લા'નતને પાત્ર નથી તો લા'નત કરનાર ઉપર લા'નત પાછી ફરશે. વળી, હદીસમાં આમ પણ નથી કે લા'નતને પાત્ર વ્યક્તિ ઉપર લા'નત કરવામાં સવાબ સમાયેલો છે અને ઝબાન ઉપર લા'નતના શબ્દો લાવવામાં કોઇ ફાયદો નથી).

હઝરત મક્કી બિન ઇબ્રાહીમ બયાન ફરમાવે છે કે અમે ઇબ્ને ઔન પાસે બેઠા હતા. આપની મજલિસમાં બિલાલ બિન અબીનું વર્ણન આવ્યું. લોકો તેમના ઉપર લા'નત કરવા લાગ્યા અને તેમની બુરાઇઓ વર્ણવવા લાગી ગયા. હઝરત ઇબ્ને ઔન આ વેળા ખામોશ બેસી રહ્યા. લોકોએ કહ્યું કે હે ઇબ્ને

ઔન ! અમે તો એમનું વર્ણન બુરાઈઓથી એટલા માટે કરી રહ્યા છીએ કે તેમણે આપની સાથે ઝિયાદતી—અતિશયોક્તિભર્યું વર્તન કર્યું હતું (આપ તો ખામોશ જ રહ્યા છો). હઝરત ઇબ્ને ઔન (રહ.)એ કહ્યું કે બે કલિમા છે. એક લા ઈલાહ ઈલ્લલ્લાહ અને બીજો લઅનલ્લાહુ ફુલાનન, જે બંનેને હું મારી જીભેથી ઉચ્ચારીશ. કિયામતના દિવસે મારા આ'માલનામામાં જાહેર થઈ જશે. મારા નામ—એ—આ'માલમાં લા ઈલાહ ઈલ્લલ્લાહ નીકળે એ એનાથી ઉત્તમ છે કે તેની જગાએ લઅનલ્લાહુ ફુલાનન નીકળે (કારણ કે કોઈના ઉપર લા'નત કરવામાં કશો જ સવાબ નથી. ભલે, તે માણસ કે જેના ઉપર લા'નત વરસાવાય તે તેને પાત્ર હોય).

(૨૨)

## ગાળ-અપશબ્દોથી બચવાની સખત તાકીદ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

બે માણસો પરસ્પર એકબીજાને ગાળો આપે, અપશબ્દો ઉચ્ચારે તો પ્રથમ જેણે આમ કરવાની પહેલ કરી તેના ઉપર જ બધો વબાલ આવશે—બધા જ ગુનાહ તેના શિરે જ લદાશે, જ્યાં સુધી કે મઝલૂમ હદ ન વટાવે—અતિશયોક્તિ ન કરે. *(મિશ્કાતુલ મસાબીહ, સ. ૪૧૧, મુસ્લિમ)*

**વિવરણ** : જીભના ગુનાહોમાં ગાળ આપવાનો સમાવેશ પણ છે. આ એક અત્યંત ભૂંડી અને બુરી વાત છે, જે મુઅમિનને શોભા આપતી નથી. એક હદીસમાં ઈરશાદ છે : "મુસલમાનને ગાળ આપવી એ ઘણા મોટા ગુનાહની વાત છે અને તેની સાથે લડવું એ કુફ્ર સમું છે." *(બુખારી, મુસ્લિમ)*

ઘણાં મરદો અને ઔરતોમાં ગાળ આપવાની ટેવ હોય છે. ઘણા લોકો તો આને ખૂબી સમજતા હોય છે. જો કે આ તો અજ્ઞાનતા—જહાલતની વાત છે. આમ કરવામાં સખત ગુનાહ પણ છે અને તેમ કરવાના કારણે આપસના સંબંધો પણ બગડી જાય છે. વળી, ગાળો ભાંડતાં મરેલાઓ સુધી પહોંચી જવાય છે. એક વ્યક્તિએ સામેવાળાને ગાળ આપી. સામેવાળાએ વળતા જવાબમાં તેના બાપને ગાળ આપી. આના જવાબમાં પ્રથમવાળાએ સામેવાળાના દાદાને ગાળ

આપી. આમ માં–બાપ અને આખા ખાનદાનને ગાળો ભાંડવાની શરૂઆત થઇ જાય છે. આમ એક ગાળ માં–બાપને ગાળો ખવડાવવાના કારણરૂપ બની જાય છે.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મોટા ગુનાહો પૈકી એક આ પણ છે કે પોતાનાં માં–બાપને ગાળ આપે. સહાબાએ પૂછયું કે શું યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કોઇ માણસ પોતાનાં માં–બાપને ગાળ આપે ખરો ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હા, કોઇ માણસ સામેવાળાના બાપને ગાળ આપશે તો સામેવાળો તેના જવાબમાં તેના બાપને સામી ગાળ આપશે. કોઇને માં સમી ગાળ આપશે તો સામેવાળો પણ જવાબમાં માંની ગાળ આપશે. *(બુખારી, મુસ્લિમ)*

એટલે કે પોતે તો પોતાના માં–બાપને ગાળ ન આપી, પરંતુ કોઇને ગાળ ભાંડીને પોતાનાં માં–બાપને જ ગાળો ખવડાવી તો આ વાત તો પોતે જ પોતાનાં માં–બાપને ગાળ આપી એવી જ થઇ. ઉપરોક્ત હદીસમાં તો એ સમયની વાત છે કે સહાબાને આ વાત ઉપર નવાઇ લાગી કે માણસ પોતાનાં માં–બાપને ગાળ કઇ રીતે આપે ? આજકાલ તો એવા નફફટ લોકો પેદા થયા છે કે જેઓ પોતાનાં માં–બાપને ખુલ્લી ગાળો આપે છે. ગાળ આમ પણ ગુનાહે કબીરહ છે, માં–બાપને ગાળ આપવી એ તો એના કરતાંયે સખત ગુનાહ છે. અલ્લાહ આવી જહાલતથી બચાવે (આમીન !). કોઇ માણસ ગાળ આપે તો સારી વાત એ છે કે ગાળ સાંભળી ચૂપ રહે, સબર કરે. ગાળ આપવાનો વબાલ તેના શિરે જ રહેવા દે. જો સબર ન કરી શકે અને જવાબ આપવા જ ઇચ્છે તો એટલા જ પ્રમાણમાં જવાબ આપે, જેટલા પ્રમાણમાં સામેવાળાએ વાત ઉચ્ચારી હોય. જો આગળ વધવામાં આવશે તો ઝાલિમની વ્યાખ્યામાં આવી જશે.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે બે માણસો સામ સામે ગાળો ભાંડી રહ્યા હોય તો પહેલ કરનાર ઉપર બધા ગુનાહ ઢોળાશે. જો મઝલૂમે (પ્રથમ ગાળ ખાનારે) અતિશયોક્તિ કરી તો બંને જણ ગુનેહગાર ઠરશે.

હઝરત જાબિર બિન સલીમ (રદિ.) ફરમાવે છે કે હું મદીના મુનવ્વરા આવ્યો. મેં એક મોભાદાર શખ્સ જોયા કે બધા તેમની સલાહ ઉપર અમલ કરે છે. મેં લોકોને પૂછયું કે આ સાહેબ કોણ છે ? બધાએ જણાવ્યું કે આ તો

અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે. હું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયો અને અરજ કરી : અલયકસ્સલામુ યા રસૂલલ્લાહ ! બે વખત આમ જ કહ્યું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલયકસ્સલામુ ન કહો, કારણ કે અલયકસ્સલામુ (જહાલત કાળમાં) મય્યિત માટે કહેવાતું. તમે અસ્સલામુ અલયક કહો. મેં કહ્યું કે આપ તો અલ્લાહના રસૂલ છો. ફરમાવ્યું કે હું અલ્લાહનો રસૂલ છું, એ અલ્લાહ એવો કુદરતવાળો છે કે જો તમારા ઉપર કશુંક દુઃખ આવી પડે અને તમે તેનાથી દુઆ કરો તો તે તકલીફ દૂર કરી દે. જો તમે દુકાળમાં સપડાય જાવ તો તેને દુઆ કરવાથી તમારા માટે (જરૂર જેટલી વસ્તુ જમીનમાંથી) ઉગાડી દે. વળી, તમે ક્યાંક વનવગડા કે પહાડી વિસ્તારમાં હો અને ત્યાં તમારી સવારી ગુમ થઈ જાય, તમે તેનાથી દુઆ કરો તો તમારી સવારી પાછી મેળવી આપે. પછી મેં અરજ કરી કે મને કશીક નસીહત કરો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નસીહત ફરમાવી કે કદાપિ કોઈને ગાળ ન આપો.

હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે આ વાત સાંભળ્યા પછી મેં કોઈ આઝાદને, ગુલામને અને ઊંટ કે બકરીને કદાપિ ગાળ આપી નથી.

*(મિશ્કાતુલ મસાબીહ, પેજ ૧૬૯, અન અબી દાવૂદ)*

જુઓ, આ હદીસમાં કેટલી બધી તાકીદ કરવામાં આવી છે કે કોઈને કદીય ગાળ આપશો નહિ. જે સહાબીને આવી નસીહત આપવામાં આવી તેમણે પણ આ નસીહત બરાબર અપનાવી. એટલી બધી મજબૂત રીતે આ શીખ અમલમાં મૂકી કે કદી પણ ઈન્સાન કે જાનવરને ગાળ આપી નહિ. ઊંટ, બકરી, ગધેડા, ઘોડાનેય ગાળ આપી નહિ.

કુર્આન મજીદમાં ઈરશાદ છે : **વલા તસુબ્બુલ્લઝીન યદ્ઊ-ન મિન દૂનિલ્લાહિ ફયસુબ્બૂલા-હ અદુવ્વમ બિગયૂરિ ઇલ્મ.**

**અર્થાત્** : એવા લોકોને ભાંડો નહિ કે જેઓ ખુદાને છોડીને ઈબાદત કરે છે, કારણ કે આ જાહિલો હદ વટાવી અલ્લાહ તઆલાની શાનમાં ગુસ્તાખી કરશે.

જુઓ, આ આયતે શરીફહમાં મુશરિકોના બૂતોને ગાળો આપવાની મનાઈ ફરમાવવામાં આવી. કારણ આ જણાવવામાં આવ્યું કે તમે તેમના બૂતોને

ગાળો આપશો તો તેઓ તમારા સાચા મા'બૂદ અલ્લાહ તઆલાની પવિત્ર શાનમાં ગુસ્તાખી કરશે. આથી તમે આમ બનવાનું કારણ શા માટે આપો છો? આથી બધા મુસલમાનોએ પરસ્પર કોઈના ખાનદાનને અથવા કોઈના મોટેરાને–વડીલોને ગાળો આપવી ન જોઈએ. ગાળ આપવાથી કે અપશબ્દો બકવાથી બચવું જોઈએ. તમે કોઈના વડેરાને બૂરું–ભલું કહેશો અથવા અપશબ્દોથી નવાઝશો તો તે પણ તમારા મોટેરાઓ માટે એવા જ શબ્દો પ્રયોગશે. આમાં કેટલીક વેળા જેઓ વફાત પામી ગયા હોય છે તેમનેય ગાળો પડવાની તક પૂરી પડાતી હોય છે.

### મુદડાંઓને ગાળો આપવાની મનાઇ :

મરનારાઓને ગાળો આપવાની કે તેમની બુરાઈ કરવાની ખાસ મનાઈ કરવામાં આવેલી છે. અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તેઓને ગાળ ન આપો, એટલે કે બુરાઈ સાથે તેઓને યાદ ન કરો, કારણ કે તેઓ આગળ મોકલેલા આ'માલ સુધી પહોંચી ગયા છે.

બીજી એક હદીસમાં ઈરશાદ છે કે મુદડાંઓને ગાળ ન આપો. આમ કરવાથી તમે જીવતાંઓને દુઃખ પહોંચાડશો. *(તિરમિઝી)* એટલે કે મુદડાંઓને ગાળ આપશો તો તેમના જીવતા સંબંધીઓને દુઃખ થશે. આમ કરવાથી બેવડો ગુનાહ બને છે. એક મરનારાઓને ભાંડવાનો ગુનાહ અને બીજા મરનારના સંબંધીનું દિલ દુઃખાવવાનો ગુનાહ.

એક બીજી હદીસમાં ઈરશાદ ફરમાવ્યો કે મરનારાઓની ખૂબીઓ–સદ્‌ગુણો વર્ણવો. તેમની બુરાઈ કરવાથી પોતાની જીભને અટકાવો.

*(અબૂ દાવૂદ, તિરમિઝી)*

### જાનવરોને ગાળ આપવાની મનાઇ :

ઈસ્લામ પવિત્ર દીન છે. તેમાં જાનવરોને ગાળ આપવાની પણ મનાઈ છે. એક હદીસમાં ઈરશાદ છે કે મરઘાને ગાળ ન આપો, કારણ કે તે નમાઝ માટે ઉઠાડે છે. *(અબૂ દાવૂદ)*

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે : એક માણસને ચીચળી (બગાઈ)એ ડંખ માર્યો. તેણે બગાઈને ગાળ ભાંડી. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તેને ગાળ ન આપો, કારણ કે તેણે અલ્લાહના નબીઓમાંથી એક

નબીને નમાઝ માટે જગાડયા હતા. *(જમ્ઉલ ફવાઈદ)*

**ફાયદો** :- "સબ્બુન" શબ્દનો અર્થ અમે ઠેક ઠેકાણે ગાળ આપવાનો કર્યો છે. આનો અર્થ એ નથી કે બીભત્સ ગાળ, પરંતુ કોઈ ને કોઈ રૂપે બૂરા શબ્દોમાં ભાંડવાનો પણ ગાળમાં જ સમાવેશ થાય છે. દાખલા તરીકે માં–બહેનને ગાળ તો ન આપે, પરંતુ અસભ્ય શબ્દો વાપરે, ગધેડા અને કમીના જેવા કહી દીધું એ પણ અહાદીસના મફહૂમમાં આવી જાય છે. એનીય મનાઈ કરવામાં આવેલી છે.

(૨૩)

# કોઇ મુસલમાનને ફાસિક અથવા કાફિર કહેવાનો વબાલ

હઝરત અબૂઝર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે : જ્યારે કોઈએ કોઈ આદમીને કાફિર કહી દીધો અથવા આમ કહ્યું કે હે અલ્લાહના દુશ્મન ! અને તે એવો નથી તો આ શબ્દો તેના તરફ પાછા ફરી જાય છે, જેણે આવું કહ્યું.

*(મિશ્કાતુલ મસાબીહ સ. ૪૧૧, બુખારી, મુસ્લિમ)*

**વિવરણ** : ઉપરોક્ત હદીસથી ફલિત થાય છે કે કોઈ એવા માણસને કાફિર કહી દીધો, જે ઈસ્લામનો કલિમહ પઢે છે અને પોતાને મુસલમાન માને–સમજે છે તો તેને કાફિર કહી દેવું એ મામૂલી વાત નથી. જેને કાફિર તરીકે સંબોધ્યો અથવા ગણાવ્યો અને તે કાફિર નથી તો આમ કહેનાર ઉપર એ શબ્દો પાછા ફરશે એટલે કે સામેવાળો કાફિર હશે નહિ અને કાફિર કહેવામાં આવશે તો કહેનાર પોતે કાફિર ગણાઈ જશે. આજકાલ તો સામાન્ય વાતમાં પણ એક બીજાને કાફિર કહી દેવામાં આવે છે. જ્યાં મસ્લકમાં થોડોક મતભેદ પડયો અથવા કોઈ વિરોધ પડયો તો તરત જ વિરોધીને કાફિરના તીરથી વીંધી નાખવામાં આવે છે. ગુસ્સાના આવેગમાં અથવા ગાંડપણમાં આપસમાં એકબીજાને કાફિર અથવા અલ્લાહનો દુશ્મન કહી દેવામાં આવે છે (જાણે કાફિર કે અલ્લાહનો દુશ્મન કહેવાનો ઠેકો–ઈજારો તેમની જ પાસે છે) અલ્ ઈયાઝુ બિલ્લાહ.

સમગ્ર અહલે સુન્નત વલ જમાઅત આ વાતે સંમત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પાક ઈરશાદાત અનુસાર કોઈ શખ્સ કેટલોય ગુનેહગાર હોય તેને કાફિર કહેવામાં આવશે નહિ. ઈમાનનો દાવો કર્યા પછી ઈન્સાન કાફિર ત્યારે જ બને છે કે જ્યારે તેનામાં દિલની તસ્દીક (ઈમાન વિશે) જતી રહે છે, એટલે કે દિલથી તે ઈસ્લામનો ઈનકાર કરે અથવા કોઈ એવી વસ્તુને ન માને કે જે ઈમાન ઉપર આધારિત હોય. એટલે કે જેનો આધાર ઈમાન હોય. જો કે દિલની હાલત તો અલ્લાહ જ જાણનાર છે. આથી કોઈપણ ઈસ્લામના દાવેદારને કોઈ ગુનાહના લઈને અથવા ઈજતિહાદી ગલતીના સબબે કાફિર કહી દેવું દુરુસ્ત નથી. અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ફરમાન અનુસાર તે કાફિર નથી, જેને કાફિર કહેવામાં આવ્યો હોય તો કહેનાર માણસ કાફિર બની જશે.

ઘણા ફિર્કાઓએ જાણે ઈમાન, ઈસ્લામ અને જન્નત ફક્ત પોતાના માટે જ સમજી લીધેલી છે. જાણે ફક્ત તેના ઠેકેદાર પોતે જ છે. પોતાની સામેવાળી જમાઅતને કશા સંકોચ વિના કાફિર કહી દે છે. આ અંકુશ વિનાના માણસોએ મોટા મોટા મુહદ્દિસીન અને દીનના ખાદિમોને પણ બાકાત રાખ્યા નથી. અલ્લાહ સૌને હિદાયત આપે, આમીન !

કોઈને કાફિર કહી દેવાની બાબતમાં ઉલમાએ દેવબંદથી વધીને બીજા કોઈને સંભાળ લેતા જોવામાં આવ્યા નથી. જો તેઓ આ બાબતમાં સાવચેતી કે કાળજી લેતા ન હોત તો જેઓ તેઓને વિના સંકોચે કાફિર કહી દે છે તેને તેઓ પણ કાફિર કહી જ દેત. અલ્હમ્દુલિલ્લાહ, આ હઝરાત શરીઅતે ઈસ્લામિય્યહની હદોથી આગળ નથી જ વધ્યા.

અહિં આ વાત દરેક માણસે ધ્યાનમાં રાખવી જોઈએ કે મુસલમાનને કાફિર કહી દેવો એ ઘણી જ ખતરનાક વાત છે. કોઈને કાફિર કહેવામાં ન આવે તો તેની કશી જ પકડ નથી (સિવાય કે ઉઘાડું કુફ્ર હોય અને તે જાહેર ન કરવાથી લોકોમાં ફિત્નો ફેલાવવાની આશંકા હોય). આથી જે શખ્સનું કુફ્ર તદ્દન સ્પષ્ટ ન હોય અને શરઈ દલીલથી તે સાબિત ન હોય તેને કાફિર કહી દેવામાં મોટો ખતરો છે. જો આપણે તેને કાફિર કહીશું નહિ તો તેની કશી જ પડપૂછ નથી. કોઈ મુસલમાનને કાફિર કહેવાની મનાઈ છે એ રીતે અલ્લાહના દુશ્મન કહેવાની પણ મનાઈ છે અને ગુનાહ છે. જેને અલ્લાહનો દુશ્મન કહી દીધો અને ખરેખર તે તેવો નથી તો હદીસ અનુસાર આ શબ્દો ઉચ્ચારનાર તરફ જ પાછા ફરશે.

અલ્લાહ તઆલા દરેક મુસલમાનનો વલી અને મદદગાર છે અને કાર્યસાધક (કારસાઝ) છે. મુસલમાનને અલ્લાહના દુશ્મન તરીકે ચીતરવો એ તો નરી જહાલત અને કુફ્રની વાત છે.

(૨૪)

## "અસ્સલામ"ના બદલે "અસ્સામ" કહેવું

હઝરત આયશા (રદિ.) વર્ણવે છે કે એક વેળા કેટલાક યહૂદીઓએ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થવાની પરવાનગી માંગતાં ધીમે રહીને કહ્યું કે "અસ્સામુ અલયકુમ" એટલે કે અસ્સલામના બદલે અસ્સામ કહ્યું. સલામ સલામતીને અને સામ મોતને કહે છે. તેઓએ બદદુઆ દેવાના ઈરાદે ધીમા સ્વરે આ શબ્દો ઉચ્ચાર્યા કે કોઈની સમજમાં આવશે નહિ. હઝરત આયશા (રદિ.)એ આ શબ્દો સાંભળી લીધા. તરત જ જવાબમાં ફરમાવ્યું કે "બલ અલયકુમુસ્સામુ વલ્લઅ્નહ" એટલે કે તમારા ઉપર જ મોત અને લા'નત હજો! હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હે આયશા! બેશક, અલ્લાહ રહીમ છે. દરેક કામમાં નમ્રતાને પસંદ કરે છે (આપે આ રીતનો જવાબ ન આપવો જોઈએ). હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમના શબ્દો નથી સાંભળ્યા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે (તેમના શબ્દો સાંભળી) મેં તેમના જવાબમાં "વઅલયકુમ" કહી દીધેલ છે. (એટલે કે મેં તેઓને મોતની બદદુઆ આપી દીધી. મારી બદદુઆ તેમના હકમાં કબૂલ થશે અને મારા હકમાં તેમની બદદુઆ કબૂલ થશે નહિ.)

*(મિશ્કાત : ૩૯૮, બુખારી, મુસ્લિમ)*

**વિવરણ** :– સહીહ મુસ્લિમની એક રિવાયતમાં આમ છે કે આ પ્રસંગે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને ફરમાવ્યું કે ફહશગો–બીભત્સ વાત ઉચ્ચારનારા ન બનો, કારણ કે અલ્લાહ તઆલા બીભત્સ વાત ઉચ્ચારનારને પસંદ ફરમાવતો નથી.

યહૂદીઓ ઘણા શરારતી હતા. તેઓનો શરારતભર્યો વર્તાવ આજે પણ કામ કરી રહ્યો છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અલ્લાહના નબી તરીકે જાણતા હતા, સ્પષ્ટ નિશાનીઓ પણ પારખતા–ઓળખતા હતા,

છતાં માનતા નહોતા. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે મક્કા મુઅઝઝમાથી હિજરત કરી મદીના મુનવ્વરા તશરીફ લઇ ગયા ત્યારે મદીનામાં જે યહૂદીઓ રહેતા હતા તેઓ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ભારે દુશ્મન બની બેઠા. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને યાતના આપ્યા કરતા હતા. એટલું જ નહિ, બલકે શહીદ કરવાના તથા ઈસ્લામ અને મુસલમાનોને ખતમ કરવાના પ્રોગ્રામ બનાવ્યા કરતા હતા. એ માટે જાત જાતના પેંતરા રચતા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસમાંય આવતા. જાત જાતની વાતો પણ પૂછતા. છતાં પોતાની શરારતો અમલમાં મૂકવાથી સંકોચાતા ન હતા. તેઓની શરારતો પૈકી એક શરારત આ પણ રહેતી કે તેઓ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં આવી ધીમા સ્વરે "અસ્સામુ અલયકુમ" કહેતા હતા. "અસ્સલામુ અલયકુમ" કહેતા ન હતા. વચમાં 'લામ' જાણીબૂઝીને ચાવી જતા હતા. સલામ એ સલામતીના અર્થમાં છે અને "અસ્સામ" મોતના અર્થમાં છે. યહૂદીઓ પોતાની ખબાસત અને શરારતથી જાહેર રીતે તો સલામ કરતા હતા, પરંતુ ધીમા અવાજે અને દિલના ઈરાદાથી મોતની જ દુઆ આપતા હતા. એક વેળા આવું કરવા જતાં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ તો પકડી લીધા અને તરત જ સખત શબ્દોમાં જવાબ પણ આપ્યો. તેઓએ જે કાંઇ કહ્યું હતું તેનાથી વધીને સખત શબ્દોમાં તેમને જવાબ આપ્યો. તેઓએ જે કાંઇ દુઆ માંગી હતી તેનાથી વધીને બદદુઆ આપી. યહૂદીઓએ તો ફકત મોતની બદદુઆ આપી હતી. હઝરત આયશા (રદિ.)એ તેઓને બરાબર પડકાર્યા. ઊધડા લીધા. મોતની બદદુઆ સાથે તેમના ઉપર લા'નત પણ પાઠવી અને અલ્લાહ પાકનો ગઝબ નાઝિલ થવાની પણ બદદુઆ આપી.

એક રિવાયતમાં હઝરત આયશા (રદિ.)ના આ શબ્દો છે : અસ્સામુ અલયકુમુ વ લઅનકુમુલ્લાહુ વ ગદિબ અલયકુમ. *(મિશ્કાત : ૩૯૮)*

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત આયશા (રદિ.)ને શીખ આપી કે હે આયશા ! થોભો અને નમ્રતા અપનાવો. સખતી અને અપશબ્દો ઉચ્ચારવાથી બચો, કારણ કે અલ્લાહ તઆલા અપશબ્દોને તથા અપશબ્દો અપનાવનારને પસંદ ફરમાવતો નથી. હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેઓની હરકતો તરફ ધ્યાન નથી આપ્યું ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મને જાણ છે,

પરંતુ મેં જે જવાબ આપ્યો તે નથી સાંભળ્યો ? મેં સાંભળ્યું તો "વઅલયકુમુસ્સલામ" નથી કહ્યું, પરંતુ ફકત "વઅલયકુમ" કહીને જવાબ આપ્યો. મારા માટે તેઓએ જે કાંઇ કહ્યું તેને જ મેં તેઓ તરફ પરત કરી દીધું. તેઓની બદદુઆ મારા હકમાં કબૂલ થશે નહિ. જ્યારે મારી બદદુઆ તેઓને અસર કરીને જ રહેશે. સારાંશ કે તેઓએ જે કાંઇ કહ્યું તે તેમના તરફ જ પરત કરી દીધું–ફેરવી દીધું. વધારે સખત શબ્દો અને અપશબ્દો ઉપયોગવાની જરૂરત રહેતી નથી. અલ્લાહ તઆલાને નરમાશ પસંદ છે. સખત શબ્દો અને અપશબ્દો પસંદ નથી.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કેટલી બધી ઉત્તમ નસીહત ફરમાવી. યહૂદી જે ખુદાના દુશ્મન હતા અને દીનના ય દુશ્મન હતા તેઓને જવાબ દેવામાં ય સખત વલણ ન અપનાવ્યું. આ વાત પસંદ ફરમાવી કે તેમની સાથે સખતી કરવામાં ન આવે. દુશ્મનો સાથે આવો વર્તાવ છે તો પછી બદકલામી અપનાવવાની ક્યાં જોગવાઇ છે ?

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે કોઇ મુઅમિન ટોણા મારનાર, લા'નત પાઠવનાર અને અપશબ્દો ઉચ્ચારનાર અને બેહયા હોતો નથી.

*(તિરમિઝી)*

મો'મિનની શાન જ અનોખી છે. તે તો નમ્ર સ્વભાવવાળો, નમ્ર જીભ ધરાવનારો અને મીઠા શબ્દો ઉપયોગનારો હોય છે. જવાબમાં કોઇ શબ્દ જીભેથી નીકળી જાય તો સામેવાળાએ જે કાંઇ ઉચ્ચાર્યું હોય છે, તેના પ્રમાણમાં જ હોય છે.

(૨૫)

## મુસલમાનની આબરૂ લેવી સૌથી મોટું વ્યાજ છે !

હઝરત સઈદ ઈબ્ને ઝૈદ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે : બેશક, સૌથી મોટા વ્યાજ પૈકી આ પણ છે કે નાહક કોઇ મુસલમાનની આબરૂ (લૂંટવા) વિશે જીભ ચલાવવામાં આવે. *(મિશ્કાતુલ મસાબીહ, ૪૨૯, બયહકી)*

**વિવરણ** : વ્યાજ કેટલો મોટો ગુનાહ છે એ બધા જ જાણે છે. કુર્આને મજીદમાં ઈરશાદ છે :

"પછી જો તમે (આ ઉપર) અમલ ન કરો (એટલે કે બાકી વ્યાજ ન છોડો) તો અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફથી જંગના એલાનની ખબર સાંભળી લો."

એક હદીસમાં છે કે વ્યાજનો નાનો દરજ્જો આ છે કે કોઈ શખ્સ પોતાની માં સાથે ઝિના કરે અને એક હદીસમાં ફરમાવ્યું છે કે વ્યાજનો એક દિરહમ જાણતા હોવા છતાં માણસ ખાય તો છત્રીસ વખત ઝિના કરવા કરતાંયે તે વધુ સખત છે. *(મિશ્કાત)*

આ હદીસને નજર સમક્ષ રાખી ઉપરોક્ત હદીસના વિષય ઉપર વિચાર કરો. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે સૌથી મોટું વ્યાજ આ પણ છે કે નાહક કોઈ મુસલમાનની આબરૂ લેવા માટે જીભ લાંબી કરે. અલ્લાહના નજીક મુઅમિનની આબરૂનું મહત્ત્વ ઘણું વધારે છે અને તેની મોટી હુર્મત છે. ઘણા લોકો બીજાઓનો માલ નાહક લઈ લેવામાં તો પરહેઝ કરે છે અને તેમ કરવાને હરામ સમજે છે, પરંતુ મુસલમાનની આબરૂ લૂંટવામાં–બદનક્ષી કરવામાં તો ગુનાહ નથી સમજતા. આબરૂનો દરજ્જો માલથીયે વધુ છે. માલ તો હાથનો મેલ છે, આવે છે અને જાય છે. તેનું ચાલ્યું જવું એ એટલી મોટી મુસીબત નથી કે જેટલી મોટી મુસીબત આબરૂ જવામાં છે.

## મુસલમાનની ઇઝ્ઝત મોટી વાત છે :

હઝરત અબૂ બર્ઝા સલમા (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે હે એવા લોકો કે જેઓ ફક્ત જીભેથી મુસલમાન થયા છે અને તેમનાં દિલમાં હજુ ઈમાન દાખલ નથી થયું, મુસલમાનોની ગીબત ન કરો અને તેમના એબોની પાછળ ન પડો, કારણ કે જે માણસ તેમના એબો પાછળ પડશે અલ્લાહ તેમના એબો પાછળ પડશે (એટલે કે તેઓને ઉઘાડા પાડશે). અલ્લાહ તઆલા જેમના એબોનો પીછો કરશે તેમને રુસવા કરી દેશે, ભલે તે પોતાના ઘરમાં હોય. *(સુનને અબી દાવૂદ)*

તફસીરે ઈબ્ને કસીર (૪/૨૧૪)માં આ હદીસ ઈમામ ઈબ્ને માજહના હવાલાથી હઝરત ઈબ્ને ઉમર (રદિ.) દ્વારા પણ નકલ છે. આ મરફૂઅ હદીસ

નકલ કર્યા પછી લખ્યું છે કે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ એક વેળા મક્કા મુઅઝઝમા તરફ જોઈ ફરમાવ્યું કે કેટલો બધો મહાન છે તું અને તારી હુર્મત (પ્રતિષ્ઠા) પણ કેટલી બધી અધિક છે, છતાં મુઅમિનની હુર્મત તારી હુર્મત કરતાં ઘણી જ વધારે છે.

આ વાત વિચારવા જેવી છે કે જેઓ મુસલમાનોની ગીબતમાં સપડાયેલા છે અને તેઓની એબો શોધવા પાછળ લાગેલા રહે છે તેઓ વિશે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આમ ફરમાવ્યું કે હે એવા લોકો કે જેઓ ફક્ત જીભેથી જ મુસલમાન થયા છે અને તેઓનાં દિલમાં હજુ ઈમાન દાખલ થયું નથી, મુસલમાનોની ગીબત ન કરો ! આ પ્રકારના વર્ણનથી આપણને સ્પષ્ટ જણાય છે કે મુસલમાન તો બીજા મુસલમાનની ગીબત નથી કરતો. બીજા મુસલમાનની એબો–ખોડખાંપણો શોધવામાં લાગેલો નથી રહેતો. આ કામ તો એવા મુનાફિકનું જ છે, જે ફક્ત જીભથી મુસલમાન થયેલો છે. દિલથી મુઅમિન થનારનું આ કામ નથી. એક હદીસ શરીફમાં છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે મુસલમાનનું મુસલમાન ઉપર બધું જ કાંઈ હરામ છે : તેનું ખૂન પણ, માલ પણ અને તેને બેઆબરૂ કરવો એ પણ.

જામિઅ તિરમિઝીમાં છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હજ્જતુલ વદાઅ પ્રસંગે અરફાતના ખુત્બામાં ઈરશાદ ફરમાવ્યો કે તમારું લોહી, તમારો માલ અને તમારી આબરૂઓ તમારી વચ્ચે (આપસમાં) એક બીજા ઉપર હરામ છે (ન તો કોઈનું લોહી વહાવો, ન તો અયોગ્ય રીતે માલ લઈ લો, ન તો કોઈને બેઆબરૂ કરો). તેમની હુર્મત એવી છે જેવી કે આજના (હજના) દિવસની હુર્મત અને આ શહેરની હુર્મત. *(તિરમિઝી)*

કેટલાક લોકોનું પેટ ભરવાનું સાધન જ આ છે કે બીજાઓની ગીબતો કરતા ફરે અને બીજાઓ ઉપર કીચડ ઉછાળતા રહે. રાજકીય પાર્ટીઓ અને સમાચાર પત્રો સાથે સંકળાયેલાઓનું આ ખાસ કામ છે. કેટલાક લોકો દરબારી હોય છે, મજલિસ અને બેઠકોમાં સદા આવતા–જતા રહે છે. કોઈ રઈસ કે મોટા માણસને ત્યાં જઈ તેના વિરોધીની ગીબત કરી ત્યાં ચાપલૂસી વડે પેટ ભરી લે છે. કોઈ મોટા માણસ પાસે જઈ કોઈ ઉપર કીચડ ઉછાળી ત્યાંથી કાંઈ મેળવી લે છે. દુનિયા સામે છે અને આખિરતની ફિકર હોત તો આમ ન કરત. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે જે કોઈએ

કોઈ મુસલમાનની ગીબત કરી, કોળિયો માર્યો તો અલ્લાહ તેવા માણસને દોઝખમાં એટલો જ લુકમો ખવડાવશે. કોઈ મુસલમાનની ગીબત કરવાના બદલામાં કોઈ કપડું મેળવ્યું (એવી ભેટ સોગાદ મેળવી) તો અલ્લાહ તઆલા તેટલા પ્રમાણમાં (કપડું) તેને (જહન્નમનું) પહેરાવશે અને જે કોઈ બીજાની આબરૂના કારણે ખ્યાતિ અથવા રિયાકારીના સ્થાને ઊભો છે (એટલે કોઈ શેખ કે બુઝુર્ગનો પોતાની રિયા અને ખ્યાતિ માટે ઉપયોગ કરે છે) તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેને (રુસવા કરવા માટે) રિયા અને ખ્યાતિના સ્થાને ઊભો કરશે (જેથી લોકોને જણાય જાય કે દુનિયામાં આ માણસ આવો હતો.)

*(અબૂ દાવૂદ)*

કોઈની ગીબત કરવી, એબો–ખોડખાંપણ કાઢવી, ગાળ આપવી, તોહમત લગાવવી, નાહક દબાવવું–આ બધાં જ બેઆબરૂ કરવાનાં કામો છે. જે પૈકી કેટલીક બાબતોનું વર્ણન પાછલા પૃષ્ઠોમાં આવી ગયેલું છે અને કેટલીક બાબતોનું વર્ણન હવે પછીનાં પૃષ્ઠોમાં આવી રહ્યું છે, ઈન્શાઅલ્લાહુ તઆલા.



(૨૬)

## ટોણાં મારી દિલ દુભાવવું જાઇઝ નથી

હઝરત આયશા (રદિ.) વર્ણવે છે કે એક વેળા સફર દરમિયાન ઉમ્મુલ મુઅમિનીન હઝરત સફિય્યહ (રદિ.)નું (સવારીનું) ઊંટ બીમાર પડી ગયું. આ વેળા આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં બીજા બીવી (ઉમ્મુલ મુઅમિનીન) હઝરત ઝયનબ (રદિ.) પાસે જરૂરતથી વધારે સવારીઓ હતી. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ભલામણ રૂપે આપ (રદિ.)ને ફરમાવ્યું કે આપનાં ઊંટોમાંથી એક ઊંટ સફિય્યહ (રદિ.)ને આપી દો. આ સાંભળી હઝરત ઝયનબ (રદિ.)એ કહ્યું કે શું આ યહૂદી ઓરતને (મારું ઊંટ) આપી દઉં કે ?

આ શબ્દો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અત્યંત માઠા લાગ્યા, નારાઝ થયા (સખત નારાઝગીના કારણે) આખા ઝિલ્હજ્જ માસ, મુહર્રમ અને સફરના કેટલાક દિવસો (આમ લગભગ અઢી મહિના સુધી) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ઝયનબ (રદિ.) સાથે (વાતચીત સુદ્ધાંનો) સંબંધ તોડી નાખ્યો. *(મિશ્કાતુલ મસાબીહ : ૪૨૯, અબૂ દાવૂદ)*

**વિવરણ** : ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.), ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઝયનબ (રદિ.) અને ઉમ્મુલ મુઅમિનીન હઝરત સફિય્યહ (રદિ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાક બીવીઓ છે. હઝરત ઝયનબ (રદિ.) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં ફોઈના દીકરી હતાં, જ્યારે હઝરત સફિય્યહ (રદિ.) હારૂન અલૈહિસ્સલામના વંશમાંથી હતાં. આપના વાલિદ હુય્યા બિન અખ્તાબ યહૂદી હતા. પહેલાં આપનું કુટુંબ, બલકે આખો વંશ (બનૂ નુઝૈર) મદીનહ મુનવ્વરહમાં જ રહેતો હતો. આપના કબીલાને રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દેશ નિકાલ કરી દીધો હતો, જેનું વર્ણન સૂરએ હશ્રના પહેલા રુકૂઅમાં અને અહાદીસમાં છે. વળી, સીરતની કિતાબોમાં સવિસ્તર વર્ણન છે. આ લોકો દેશ નિકાલ બની ખયબર જઈ વસ્યા હતા. ત્યાં પણ ઈસ્લામ વિરુદ્ધ પ્રવૃત્તિઓ આચરવાથી અટકતા ન હતા. આથી હિજરી ૭ માં રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના લશ્કર સાથે ખયબર તરફ પ્રયાણ કર્યું અને ખયબર જીત્યું. આ વેળા હઝરત સફિય્યહ (રદિ.) કેદીઓમાં આવી ગયાં હતાં. આ પછી આપ (રદિ.)એ ઈસ્લામ કબૂલ કર્યો અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપથી નિકાહ પઢયા.

જો કે હઝરત સફિય્યહ (રદિ.) યહૂદી બાપના બેટી હતાં, આથી ટોણા રૂપે હઝરત ઝયનબ (રદિ.)એ યહૂદણ કહી દીધું. સ્પષ્ટ છે કે આ પ્રકારના મહેણાં– ટોણાં ઈસ્લામમાં કોઈપણ રીતે સાંખવા–સ્વીકારવાને લાયક નથી, કારણ કે આ વર્તાવથી દિલ દુભાય છે, દિલને દુઃખ પહોંચે છે. હઝરત ઝયનબ (રદિ.)ના આ પ્રકારના ટોણાજનક શબ્દો હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એટલા બધા ખોટા લાગ્યા કે લગભગ અઢી મહિના સુધી હઝરત ઝયનબ (રદિ.) સાથે વાતચીત અને બોલવાનું બંધ કરી દીધું. (આ પ્રસંગ હજ્જતુલ વદાઅ સમયનો છે.)

એક શરીફ ઔરત માટે આ કેટલી મોટી આકરી સજા છે કે તેનો શૌહર એક લાંબા સમય સુધી સદંતર બોલવાનું બંધ કરી દે અને શૌહર પણ કોણ ? અલ્લાહના પ્યારા રસૂલ રહમતુલ લિલ આલમીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ), જેમની ખૂશ્નૂદી એ અલ્લાહની ખૂશ્નૂદી છે અને જેમની નારાજગી એ અલ્લાહની નારાજગી છે.

કોઈ મુસલમાન સાથે વાતચીત બંધ કરી દેવી એ મોટો ગુનાહ છે, પરંતુ

દીની જરૂરત હોવાના કારણે કોઇ ગુનાહની સજા માટે આમ કરવું જાઇઝ છે. સચ્યિદે આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ઝયનબ (રદિ.)ને સજા આપી. વાતચીત બંધ કરીને એમના દુઃખદ શબ્દો પ્રત્યે સખત અણગમો વ્યક્ત કર્યો. આમ કરવાથી હઝરત ઝયનબ (રદિ.)ને પણ શીખ મળી અને હઝરત સફિય્યહ (રદિ.)ને પણ દિલી સાંત્વન મળ્યું.

**તકવાનો આધાર બુઝુર્ગી છે :**

સાચો મોભો અને માન આ'માલે સાલિહા અને તકવામાં છે. કોઇએ ઇસ્લામ કબૂલ કરી લીધો તો તે અલ્લાહનો પ્યારો બની ગયો. તકવા અને આ'માલે સાલિહા વડે બારગાહે ખુદાવંદીમાં નિકટતા મેળવી શકાય છે. કુર્આને મજીદમાં ઇરશાદ છે : **ઇન્ન અક્રમકુમ ઇન્દલ્લાહિ અત્કાકુમ,** એટલે કે અલ્લાહ તઆલાની નજરોમાં વધારે બુઝુર્ગ તે જ છે, જે તમારામાં સૌથી વધુ પરહેઝગાર હોય.

રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમે કોઇ કાળા અથવા ગોરા કરતાં વધુ ઉત્તમ નથી. હા, જો તમે તકવામાં વધી જાવ તો ઉત્તમ બની શકો છો. *(મિશ્કાત શરીફ)*

કોઇ મુસલમાનને આમ કહી ભોંઠો પાડવો–નીચો પાડવો કે તે કાફિરની ઔલાદ છે, યહૂદીઝાદો છે, હિન્દુ પુત્ર છે, નસરાનીની ઔલાદ છે, જાટ કે ચમારનો પુત્ર છે, આવો ને તેવો છે. આ બધું જ ગુનાહિત કૃત્યો છે. તેમ કરવાની સખત મનાઇ છે, ઇસ્લામમાં તેની કશી જ જોગવાઇ નથી. આવા વલણને ઇસ્લામમાં સ્થાન નથી.

(૨૭)

## ગીબતની ઓળખ અને નુકસાન

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વેળા (સહાબાને) ફરમાવ્યું કે, શું તમે જાણો છો ખરા કે ગીબત શું છે ? સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી કે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ સારી પેઠે જાણે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે : (ગીબત આ છે કે)

તમે તમારા ભાઈની વાત એ રીતે કરો કે (તે સાંભળે તો) તેને ખોટું લાગે. આ સાંભળી એક સહાબીએ અરજ કરી કે મારા ભાઈ વિશે હું જે વાત કરું તેમાં તે વાત હોય તો? (એ વિશે શો હુકમ છે?) અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જો તમે તમારા ભાઈ વિશે (કોઈ ખામી હોય તે વિશે) વાત કરી તો તે ગીબત છે. તમે તેના વિશે જે કાંઈ વાત કરી તે તેનામાં ન હોય તો તેના ઉપર બોહતાન લગાવ્યું. *(મિશ્કાત : ૪૧૪, મુસ્લિમ)*

**વિવરણ** : આ હદીસ મુબારકથી જણાય છે કે ગીબત આ છે કે કોઈ વિશે કશી વાત કરવામાં આવે અને તે સાંભળી લે અથવા તેને જાણ થાય તો તેને ખોટું લાગે. તે વાત તેનામાં હોય તો પણ ગીબત જ કહેવાશે. કહેનાર કહે છે કે અમે કોઈ ખોટી વાત તો કરી જ નથી, જે કાંઈ કહ્યું તે સાચું જ છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે કોઈનામાં કોઈ એબ–ખામી હોય અને તેની પીઠ પાછળ તે વર્ણવવામાં આવશે તો તે ગીબત કહેવાશે–લેખાશે અને તમે વર્ણવો છો એ ખામી તેનામાં નથી તો તે બોહતાન–આક્ષેપ ગણાશે, જે ગીબતથીયે વધીને ખરાબ બાબત છે. કેટલાક જાહિલો એવી દલીલ કરે છે કે હું મોઢે પણ કહી દઉં અથવા કહી શકું છું–કહું છું, પીઠ પાછળ ગીબત નથી કરી. આ દલીલ શયતાને સમજાવી છે. આ દલીલથી ગીબત કરવાની રજા નથી મળી જતી. આમ કરવું જાઈઝ નથી બની જતું. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ગીબત આ છે કે કોઈની વાત કે વર્ણન એ રીતે કરવું કે તે જાણે તો તેને ખોટું અથવા માઠું લાગે તો (પણ) ગીબત છે અને એમ કરવામાં ગુનાહ જ છે. સામે કે હાજરીમાં બુરાઈ કરવામાં આવે તો પણ ગુનાહ જ છે અને મોઢામોઢ તેને ખોટું લાગે એવા શબ્દો ઉચ્ચારવામાં આવે તો પણ ગુનાહ જ છે. કપડાંમાં ખામીઓ બતાવવી, કોઈના નસલ–ખાનદાનમાં ખોડ–ખાંપણ બતાવવી, ખોટા ઉપનામ કે અટકથી યાદ કરવું, સામેવાળાની ઔલાદની ખામીઓ વર્ણવવી, તેને બેઢંગી કહેવી–દરેક તે વાત કે વર્તાવ જેનાથી દિલ દુભાય એ બધું જ હરામ છે અને તે ગીબતમાં દાખલ છે.

**ઔરતોમાં ગીબતની ખાસ ટેવ હોય છે :**

ઔરતોમાં આ રોગ વ્યાપક છે કે તેઓ વાત વાતમાં વાતો બનાવતી હોય છે. ટોણાં મારતી હોય છે. જ્યાં બે–ચાર ઔરતો ભેગી થઈ કે એબ કાઢવા શરૂ કર્યા. ફલાણી ઔરત કાળી છે, ફલાણી ઔરત અવળચંડી છે, તેને ખાનદાનના રસમ–રિવાજની ખબર નથી. ન તો કપડાં ખરીદવાનું જાણે છે કે ન તો વેતરવું.

બસ, મોઢામાં પાનના ડુચા જ ભરી રાખે છે. તેમાં કશી ભલીવાર નથી. ફુવડ છે, આવી છે ને તેવી છે. આ બધી જ વાતો ખુલ્લી ગીબત છે.

**ગીબત કરવી એ મુરદાર ભાઇનો ગોશ્ત ખાવા સમાન છે :**

કુર્આન મજીદમાં ઈરશાદ છે : "હે ઈમાનવાળાઓ ! ઘણા ખરા ગુમાનોથી બચતા રહો, કારણ કે એ ગુમાનમાં ગુનાહ છે અને (એબ) શોધ્યા ન કરો, તમારા પૈકી કોઈ, કોઈની ગીબત પણ ન કરે. શું તમારામાં કોઈ આ વાત પસંદ કરે ખરો કે પોતાના મરનાર ભાઈનો ગોશ્ત ખાય ? એમ કરવું તો તમને પસંદ નથી. અલ્લાહ તઆલાથી ડરતા રહો. બેશક, અલ્લાહ તૌબા કબૂલ કરનાર, મોટો મહેરબાન છે."

વિચાર કરો, કુર્આને મજીદ આ આયતમાં ગીબત કરવાને પોતાના મૃત ભાઈનો ગોશ્ત ખાવા સમાન ગણાવે છે. કહેવાનો આશય આમ છે કે મૃત ભાઈનો ગોશ્ત ખાવા કોઈ તૈયાર થશે નહિ, બલકે તેમ કરવામાં નફરત અનુભવે છે. એ રીતે જ ગીબત કરવા પ્રત્યે પણ સખત નફરત થવી જોઈએ.

તફસીરે ઈબ્ને કસીરમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતથી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ નકલ કરાયો છે કે જેણે (ગીબત કરીને) દુનિયામાં પોતાના મરનાર ભાઈનો ગોશ્ત ખાધો તો આખિરતમાં તેના (શરીરમાંનો ગોશ્તવાળો ભાગ) ગીબત કરનાર પાસે મૂકવામાં આવશે કે જેથી તેને ખાય લે, એવી હાલતમાં કે તે મુર્દા છે, જેવી રીતે કે તેં તારા જીવનની હાલતમાં (ગીબતરૂપી) ગોશ્ત ખાધો હતો. આ પછી (ગીબત કરનાર) તે ગોશ્ત ખાતો જશે અને ચીસો પાડતો જશે અને પોતાનું મોઢું બગાડતો જશે.

**બે રોઝહદાર ઔરતોનો બનાવ :**

હઝરત ઉબૈદ (રદિ.)થી રિવાયત છે કે બે ઔરતોએ રોઝો રાખ્યો હતો. એક માણસ આવ્યો અને અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) અહિં બે ઔરતો એવી છે કે જેમણે રોઝો રાખ્યો છે, તેણીઓ તરસી મરી જાય એવી અણી ઉપર છે. આ સાંભળી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચૂપ રહ્યા. પેલો માણસ બપોરે પાછો આવ્યો અને કહેવા લાગ્યો કે યા નબિય્યલ્લાહ ! અલ્લાહના કસમ તે મરી ચૂકી છે અથવા મરવાની અણી ઉપર જ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ બંને ઔરતોને બોલાવી મંગાવી. તેણીઓ પાસે એક પ્યાલો મુકાવવામાં આવ્યો. નબીએ કરીમ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બેમાંથી એકને કહ્યું કે ઊલટી કર. પેલી ઔરતે ઊલટી કરી. ઊલટી વાટે પરૂં અથવા ગોશ્તના ટુકડા નીકળ્યા, જેના કારણે અડધો પ્યાલો ભરાઈ ગયો. આ પછી બીજી ઔરતને ઊલટી કરવા હુકમ કર્યો. પેલી ઔરતે પણ આ જ રીતે કચરો મોઢામાંથી ઊલટી વાટે બહાર કાઢયો. અહિં સુધી કે આખો પ્યાલો ભરાઈ ગયો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આ બંને ઔરતોએ હલાલ વસ્તુઓ છોડી રોઝો રાખી લીધો અને જે વસ્તુઓ અલ્લાહ તઆલાએ હરામ ફરમાવી છે તેનો ત્યાગ કરી રોઝો રાખ્યો નથી (બલકે તેમાં જ મશગૂલ રહી). આ બંને એક બીજા પાસે બેસીને બીજાઓનો ગોશ્ત ખાતી રહી (એટલે કે ગીબત કરતી રહી).

**હઝરત મુઆઝ (રદિ.)નો બનાવ :**

હઝરત મુઆઝ અસ્લમી (રદિ.) એક સહાબી હતા. એક વેળા એક ગુનાહ (એટલે ઝિના) થઈ ગયો. આપે બારગાહે રિસાલત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં ચાર વખત આવી ગુનાહની કબૂલાત કરી. અંતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આમ આપનો આ વાત વારંવાર કહેવાનો શો આશય છે ? અરજ કરી કે મને પાક કરો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપને સંગસાર–પથ્થર મારવાનો હુકમ કર્યો. આમ પથ્થર મારવામાં આવ્યા. આ પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબામાંથી બે સહાબીને એમ કહેતા સાંભળ્યા કે જુઓ, અલ્લાહ પાકે એમની પર્દાપોશી ફરમાવી હતી, તેમના નફસે પીછો મૂકયો નહિ અને પોતે જ આવી ગુનાહની કબૂલાત કરી લીધી, છેવટે સંગસાર કરવામાં આવ્યા. જેમ કે કૂતરાને સંગસાર કરવામાં આવે છે. આ સાંભળી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પ્રથમ તો ખામોશ રહ્યા. બધા આગળ વધ્યા. રસ્તામાં એક મરેલો ગધેડો પડયો હતો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વાતો કરનાર પેલા બે સહાબીને બોલાવ્યા અને ફરમાવ્યું કે : આ મૃત ગધેડાને ખાવ. તેઓ બોલી ઊઠયા કે હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આને કોણ ખાશે ? ફરમાવ્યું કે જેવી રીતે તમે થોડીવાર પહેલાં પોતાના ભાઈની આબરૂ લૂંટી (એટલે કે ગીબત કરી બૂરૂં બોલ્યા) એ વાત તો આ ગોશ્ત ખાવા કરતાંય વધારે ખરાબ છે. કસમ છે એ પાક ઝાતની જેના કબજામાં મારો જીવ છે, નિઃશંક પોતાના ગુનાહની કબૂલાત કરી તેઓ મુઆઝ (રદિ.) તો (સાચી તૌબાના કારણે) જન્નતમાં ડૂબકીઓ મારી રહ્યા છે. *(સુનને અબૂ દાવૂદ)*

(૨૮)

# ગીબતની ભયંકરતા

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે એક વેળા એક પ્રસંગે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે સૂફિયહ બસ આટલા જ (ઠીંગણા કદના) છે (એટલે કે તેમની બીજી કોઈ ખામી બતાવવાની જરૂરત નથી તે બતાવવા માટે તેમનું કદ પૂરતું છે). આ સાંભળી નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (નારાજગી વ્યક્ત કરતાં) ફરમાવ્યું કે આપે એવા શબ્દો ઉચ્ચાર્યા કે જો તેને સમુદ્રમાં ભેળવી દેવામાં આવે તો સમુદ્ર પણ બગડી જાય. આ બનાવ ટાંકીને ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.)એ બયાન ફરમાવ્યું કે મેં એક વેળા હુઝૂરે અનવર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સામે એક માણસની નકલ ઉતારી. આ ઉપરથી સય્યિદુલ મુરસલીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મને આ પસંદ નથી કે કોઈ માણસની નકલ ઉતારું, ભલે આમ કરવામાં દુનિયાની ઘણી બધી દોલત મળતી હોય. *(સુનને અબૂ દાવૂદ : ૨૧૨/૨)*

**વિવરણ** : આ હદીસ ઉપરથી સાબિત થાય છે કે કોઈનાં હાથ, પગ, નાક, કાન વગેરેમાં એબ જતાવવી (ભલે તે ખામીવાળા હોય) અને કોઈની વાતચીત અથવા ચાલઢાલની નકલ ઉતારવી ગુનાહિત કૃત્ય છે અને તેમ કરવાની સખત મનાઈ છે. સામાન્ય રીતે કોઈના ઢસડાતા કે લંગડા ચાલવાની, તોતડાપણાની, નજરો ફેરવવાની વગેરે બાબતોની નકલ ઉતારવામાં આવે છે. આમ કરવામાં કશો વાંધો સમજવામાં આવતો તો નથી, પરંતુ આમ કરવામાં સખત ગુનાહ બને છે. આ ગુનાહ હુકૂકુલ ઈબાદમાંથી છે. આથી જ્યાં સુધી એ બંદો માફી ન આપે ત્યાં સુધી માફ કરવામાં આવશે નહિ.

હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ હઝરત સૂફિયા (રદિ.)ના ઠીંગણા કદનું એક ખાસ અંદાજમાં વર્ણન કર્યું તો આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આ એવા ખરાબ શબ્દો છે કે તેને શરીર કે પદાર્થનું રૂપ આપી સમુદ્રમાં નાખવામાં આવે તો સમુદ્રનું પાણી પણ બગડી જાય. તેનો સ્વાદ, રંગ અને બધું જ બદલાય જાય.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ ઈરશાદ આપણા

માટે કેટલો બધો ઈબ્રતજનક છે. દરેક માણસ વિચાર કરી લે કે કેટલા માણસોના શરીરના અવયવોમાં પોતે કીડા નાખ્યા અને કેટલાયે લોકોની ચાલઢાલને એબદાર વર્ણવી છે. અહિં આ વાત નોંધપાત્ર અને વિચારવા યોગ્ય છે કે ઘણા લોકો કહે છે કે અમે તો લંગડાને લંગડો જ કહ્યો છે, બહેરાને બહેરો, ખૂંધાને ખૂંધો અને આંધળાને આંધળો જ કહ્યો છે. વળી, આ વાસ્તવિકતાથી વિરુદ્ધ નથી. એમાં નવું કશું કહ્યું નથી, જૂઠ હોત તો અમારી પકડ થાત, પરંતુ આ બહાના શરઈ રીતે તદ્દન અર્થ વગરના છે. હદીસ નં. ૨૬ હેઠળ આવી ગયેલું છે કે ગુનાહનો આધાર નારાઝગી ઉપર છે. વાત જૂઠી કે સાચી હોવા ઉપર નથી. જુઓ, હઝરત આયશા (રદિ.)એ જે ઠીંગણા કદની વાત કરી તે વાત જૂઠી તો ન જ હતી, છતાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમ કહેવાથી ચેતવ્યા.

ગીબત એ તો ભૂંડી બલા છે. જેવી રીતે કે ગીબત કરવાની મનાઈ છે, ગીબત સાંભળવાની પણ મનાઈ છે. આખિરતમાં તેનો વબાલ ઘણો જ મોટો છે. કેટલાક મરદો અને ઔરતોમાં જોવા મળ્યું છે કે તેઓને ગીબતનો એવો ચસકો લાગ્યો હોય છે કે તેઓ દરેક મજલિસમાં અને દરેક પ્રસંગે ગીબત કરતાં જોવા મળે છે. જ્યાં સુધી કોઈની ગીબત ન કરે ત્યાં સુધી તેમને રોટી જ હજમ થતી નથી હોતી. કોઈની જીભથી ગીબત કરી દીધી, કોઈની આંખના ઈશારે, કોઈની નકલ ઉતારીને, કોઈની કાગળમાં લખીને, કોઈની અખબારમાં લેખ છાપી–છપાવીને ગીબત કરવામાં આવે છે. ગીબતના રસિયાઓ મરનારાઓને પણ બાકી નથી છોડતા. જેઓ આ દુનિયામાંથી ચાલ્યા ગયા તેમની પણ ગીબત કરતા ફરે છે. એક રીતે જોવા જઈએ તો આ ઘણી ખતરનાક બાબત છે. મરનારાઓની ગીબત કરવાથી તેમની માફી નથી માંગી શકાતી. ઉપરાંત, તેમાં બેવડો ગુનાહ છે. ગીબત ઉપરાંત જેઓને મરનારાઓ સાથે સંબંધ છે તેમનું દિલ પણ દુભાય છે. જે માણસ દુનિયામાંથી ચાલી ગયા અને જો કોઈ પાસે તેનો માલી હક બાકી રહી ગયો તો એ માલ તેના વારસદારોને આપીને પીછો છોડાવી શકાય છે, પરંતુ મરનારની ગીબતને વારસદારો પણ માફ નથી કરી શકતા. ગીબત કરવામાં અને સાંભળવામાં જે મઝા આવે છે તેની સઝા આખિરતમાં અઝાબ રૂપે પ્રગટ થશે. એ વેળા નફસને ગીબતની મઝાનો સ્વાદ ચાખવો પડશે જે સ્વાદ ઘણો જ ખરાબ હશે. જેવી રીતે કે કોઈનો માલી હક દબાવી લેવાથી એટલે કે રૂપિયા વગેરે દબાવી લેવાથી કિયામતના દિવસે તેના

બદલા રૂપે નેકીઓની લેવડ–દેવડ કરવામાં આવશે, એવી જ રીતે જેણે કોઇની ગીબત કરી હશે, ગીબત સાંભળી હશે અથવા કોઇ રીતે (ઠઠ્ઠામજાક રૂપે) કોઇની આબરૂ લીધી હશે એ બધી જ બાબતોના બદલા રૂપે તેને નેકીઓ આપવી પડશે. અને (નેકીઓ આપવામાં સિલક નહિ હશે તો) સામેવાળાના ગુનાહો પોતાના શિરે લેવા પડશે. જેમકે હદીસ ૩૪ માં આ વિષય આવી રહ્યો છે.

સભાન અને સાવચેત બંદાઓ તો એ જ છે કે જેઓ પોતાની જીભ કાબૂમાં રાખી જાણે છે. તારી–મારી બુરાઇઓમાં નથી પડતા, ન તો ગીબત કરે છે કે ન તો ગીબત સાંભળે છે. કેટલાક લોકો એવા જોવામાં આવે છે કે ઘણી જ લાંબી લાંબી તિલાવત કરતા હોય છે, નમાઝો પણ લાંબી લાંબી પઢતા હોય છે, બીજી અનેક નેકીઓ કરતા હોય છે, પરંતુ ગીબતો અને તોહમતોથી બચતા નથી. આથી બધી જ મોટી અને લાંબી ઇબાદતની નેકીઓ માટીમાં ભેળવી દેતા હોય છે. જેમના હક દબાવ્યા એટલે કે ગીબતો કરી અથવા સાંભળી આ ભારેખમ નેકીઓ તેઓને આપી દેવામાં આવશે અને તેમના ગુનાહ પોતાના માથે લેવા પડશે. એ વખતે આશ્ચર્ય સહિત જોતા રહી જઇશું અને દોઝખનો અઝાબ ભોગવવો પડશે. ઔફ નામક એક શખ્સ હતા. હઝરત ઇબ્ને સીરીન પાસે જઇ હજ્જાજ બિન યૂસુફની કોઇ ગીબત કરી. આ સાંભળી હઝરત ઇબ્ને સીરીને ફરમાવ્યું કે અલ્લાહ જલ્લ શાનુહૂ ઘણા મુન્સિફ અને આદિલ છે. જે કોઇ હજ્જાજની બુરાઇ કરશે તો તેનોય બદલો અપાવશે. જેવી રીતે કે હજ્જાજ પાસેથી તેઓને બદલો અપાવશે કે જેમના ઉપર તેણે ઝુલ્મ કર્યો (તમારે તો તમારી ચિંતા સેવવી જોઇએ). કાલે કિયામતના દિવસે જયારે અલ્લાહ સામે ખડા થશો ત્યારે તમને તમારો સૌથી નાનો ગુનાહ હજ્જાજના સૌથી મોટા ગુનાહથી પણ મોટો જણાશે ! (કારણ કે નાના ગુનાહની પણ પકડ થઇ શકે છે). *(ઇહયાઉલ ઉલૂમ)*

હઝરત ઇમામ ગઝાલી (રહ.) ઇહયાઉલ ઉલૂમમાં લખે છે કે બદતરીન ગીબત ઇબાદત કરનારાઓની છે. તેઓની (ગીબતની) રીત એ છે કે જાહેરમાં તો આમ બતાવે છે કે અમે ગીબતથી બચી રહ્યા છીએ. જો કે જેને તેઓ ગીબતથી બચવાનું સમજે છે, ખરેખર તો તે ગીબત જ છે. તેનો દાખલો હઝરત ઇમામ ગઝાલી (રહ.)એ આ આપ્યો કે બીજાઓને ટોણા મારે છે–કટાક્ષ કરે છે. આમ કહે છે કે અલ્લાહનો શુક્ર છે કે જેણે અમને બાદશાહો અને માલદારો સામે જવામાં પરોવ્યા નથી અને દુનિયાના લાલચુ નથી બનાવ્યા અથવા આમ કહે

છે કે અમે બેહયાઈથી અલ્લાહની પનાહ માંગીએ છીએ. આમ કહેવામાં-આવા વપરાતા શબ્દોમાં દેખીતી રીતે તો કોઈની ગીબત નથી, પરંતુ આવી વાતો કરવાનો આશય તો એ હોય છે કે જેઓ આવી આદતોમાં પરોવાયેલા છે, તેઓના આવા એબ બીજાઓ સામે ઉઘાડા પાડે અને ઈશારા વડે આમ સમજાવી દે. તેઓ એવું સમજતા હોય છે કે અમે ગીબત નથી કરી, જો કે ગીબત પણ કરી અને રિયાકારી પણ છતી કરી દીધી. એટલે કે વાત વાતમાં પોતાના અમલની આડકતરી રીતે તારીફ પણ કરી દીધી.

આ જ રીતે કેટલાક લોકો તારીફના રૂપમાં ગીબત કરતા હોય છે. દાખલા તરીકે કહે છે કે ફલાણો માણસ ઈબાદતમાં પહેલાં ઘણો આગળ હતો, પરંતુ હવે સુસ્તી આવી ગઈ છે અને એવી વાતોમાં પરોવાય ગયો છે, જેમાં આપણે બધા જ પરોવાય જઈએ છીએ. આમ કહેવામાં કોઈ ચોક્કસ વ્યક્તિની બુરાઈ અને પોતાની તારીફનો મકસદ હોય છે. પોતાને ઈબાદતગુઝારોમાં ગણાવી દીધો અને વાત એવા અંદાજમાં કરી કે જાણે પોતાની બુરાઈ વર્ણવી રહેલો છે, પોતાની ખામી જતાવી રહેલો છે. હઝરત ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે કે વાતના આવા અંદાજમાં ગીબત, રિયાકારી અને પોતાના નફસનો તઝકિયહ (શુદ્ધિ અને પવિત્રતા) આમ ત્રણ વસ્તુઓ સમાયેલી છે. આ ત્રણ ગુનાહ છે, પરંતુ કહેનાર તો આમ જ સમજતો હોય છે કે મેં કોઈ ગુનાહ નથી કર્યો.



હઝરત ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે કે કેટલીક વેળા ગીબત સાંભળવા અને બીજાઓ પાસેથી વાતો કઢાવવા માટે પણ આવા શબ્દો વપરાતા હોય છે. દાખલા તરીકે કોઈએ કોઈની નાની સરખી ગીબત કરી તો સાંભળનાર કહેશે કે આ તો અજબ વાત છે, હું તો અત્યાર સુધી તેને સારો જ સમજતો હતો, હું તો તમે બતાવ્યું એનાથી વિરુદ્ધ જ સમજતો હતો. આ શબ્દો તો જાણે દેખીતી રીતે તો આશ્ચર્ય વ્યક્ત કરે છે અને જાણે કે ઘણી લાગણી છે, પરંતુ હકીકતમાં તો ગીબત કરનારને પ્રોત્સાહિત કરે છે અને તેની વાતની સચ્ચાઈ જાહેર કરે છે. આ રીતે સામેવાળા પાસેથી વધુ વાતો કઢાવવા બદલની આ એક યુક્તિ છે. જાહેરી રીતે તો આ ગીબત નથી, પરંતુ ગીબતની તસ્દીક છે અને ગીબત સાંભળી ખામોશ બની જનાર અને સાંભળનાર ગીબત કરનારના ગુનાહમાં શરીક બની જાય છે.

હઝરત ઈમામ ગઝાલી (રહ.)એ ફરમાવ્યું કે ગીબત એ જીભ ઉપર જ

આધારિત નથી. જીભેથી જ ગીબત થાય છે એવું કાંઇ નથી. હાથ કે આંખના ઈશારે પણ ગીબત કરવામાં આવે છે. આ રીતે કે કોઇ લંગડાની નકલ ઉતારીને લંગડાતા પગે ચાલવું આ પણ ગીબત છે, બલકે જીભેથી ગીબત કરવા કરતાંય તે વધુ સખત છે, કારણ કે તેમાં લંગડાનું ચિત્ર આંકવામાં આવે છે અને લંગડા વિશેની સમજ આપવામાં આવે છે. અલ્લાહના કલામમાં ઈરશાદ છે : **વયલુલ્લિ કુલ્લિ હુ-મઝ-તિલ્ લુ-મઝહ**. એટલે કે મોટી ખરાબી છે, હુમઝહ અને લુમઝહ માટે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ તેની તફસીરમાં ફરમાવ્યું કે હુમઝહ એટલે ટોણા મારનાર અને લુમઝહ એટલે એબ લગાડનાર. હઝરત રબીઅ બિન અનસ (રદિ.)એ ફરમાવ્યું કે હુમઝહ જીભથી એબ લગાડનાર અને લુમઝહ આંખના ઈશારે એબ દર્શાવનાર. હઝરત કતાદહ (રદિ.)એ ફરમાવ્યું કે હુમઝહ તે છે કે જે હાથો અને આંખોએ ઈશારા કરે અને લુમઝહ તે છે કે જે જીભનો ઉપયોગ કરી એબ જતાવે. આ બધાં મંતવ્યોમાં વાત તો એ છે કે આ બંને શબ્દોમાં જીભથી ગીબત કરનારાઓ અને હાથ તથા આંખ વડે ઈશારા કરી ગીબત કરનારાઓની ખરાબી બતાવવામાં આવેલી છે. કેટલાક લોકો જીભ વડે શબ્દોનો ઉપયોગ નથી કરતા, બલકે કોઈના એબ તરફ જીભ કાઢી ઈશારા કરી દેતા હોય છે. કેટલાક લોકો પગનો અંગૂઠો હલાવી દેતા હોય છે. આ બધી વાતો ગીબતમાં શામેલ છે, જેના તરફ દિમાગ પણ જતું નથી.

હઝરત ઈમામ ગઝાલી (રહ.)એ ફરમાવ્યું કે દિલથી પણ ગીબત થાય છે. તેની રીત આ છે કે કોઈના વિશે ગુમાન કરી આમ નક્કી કરાય છે કે તે આવો છે. વસવસા અને ખ્યાલાત તો આવતા રહે છે. તેની ઉપર પકડ નથી, પરંતુ દિલમાં કોઈના વિશે જોયા વિના અને કોઈ ભરોસાદાર વ્યક્તિના ખબર વિના કોઈની બુરાઈનું યકીન કરી લેવું જાઈઝ નથી. કુર્આનમાં ઈરશાદ છે કે કેટલાક ગુમાન ગુનાહ હોય છે. આવા ગુનાહો હરામ હોવાનું કારણ આ છે કે દિલોના ભેદોને તો ફક્ત અલ્લાહ જ જાણે છે, આથી તમારા માટે આ જાઈઝ નથી કે કોઈના માટે કોઈની બુરાઈ ઉપર વિશ્વાસ મૂકી લેવામાં આવે. કોઈનામાંની એબ વિશે પૂરતી જાણકારી વિના તેના ઉપર મૂકાયેલા આરોપને સાચો માની લેવું એ શયતાનની પ્રેરણા વડે જ થાય છે. શયતાનની વાતને ઠુકરાવવાના બદલે તેની વાતને સાચી માનવી એ ગુનાહ છે, કારણ કે તે તો જૂઠો છે.

## ગીબત કરે અથવા સાંભળે તો માફી માંગી છુટકારો મેળવી લે :

દરેક મુસલમાન માટે એ જરૂરી છે કે હવેથી કોઈની ગીબત કરવાથી, ગીબત સાંભળવાથી, તોહમત–આક્ષેપ લગાવવાથી, ગાળ આપવાથી, નકલ ઉતારવાથી, ચેનચાળા કરવાથી, મજાક કરવાથી પોતાની હિફાઝત કરે. વળી, જે લોકોના હકો દબાવ્યા છે, ગીબતો કરી છે અથવા સાંભળી છે, ઉપરાંત કોઈના વિશે મનદુ:ખ થાય એવા શબ્દો ઉચ્ચાર્યા છે તો એ બધાની માફી માંગે. રૂબરૂ મળવાનું શક્ય ન હોય તો પત્રવ્યવહાર કરી માફી માંગી લે. કોઈ માણસ મરી ગયો હોય તો માલી હક તેના વારસદારોને આપી દે. વળી, બીજી વસ્તુઓની માફી માટે મરનાર માટે એટલી બધી મગફિરતની દુઆ માંગે કે આપણા દિલમાં યકીન થઈ જાય કે તેની જે ગીબત અથવા બુરાઈ કરી હતી અથવા સાંભળી હતી અથવા તોહમત મૂકી હતી તો તેનો બદલો ચૂકવાય જાય. કેટલાક ઉલમાએ કિરામનું મંતવ્ય છે કે જેની ગીબત કરી અથવા સાંભળી હતી તેને તે વાતની ખબર પડી ગઈ હોય તો તેની માફી માંગી લે. જો તેની ખબર ન પડી હોય તો તેને બતાવ્યા વિના તેના માટે એટલી બધી મગફિરતની દુઆ કરે કે ગીબત વગેરે બાબતની ભૂલ ભરપાઈ થઈ જાય.

## કોઇ જગાએ ગીબત થાય તો તેને રોકી દે અથવા ત્યાંથી હટી જાય :

અમારા એક ઉસ્તાદ ગીબતથી બચવાની એટલી બધી કાળજી અને સાવચેતી લેતા હતા કે કોઈની સારી–ભલી વાત પણ મજલિસમાં થવા દેતા ન હતા. આપ ફરમાવતા કે આજકાલ તો કોઈની તારીફ કરવામાં પણ મુશ્કેલી છે. તારીફ કરવાનું શરૂ કરવામાં આવશે તો કોઈ ને કોઈ તેની બુરાઈ પણ શરૂ કરી દેશે. આથી ચૂપ રહેવામાં જ ફાયદો છે. તારીફ કરીશું તો મજલિસમાં કોઈ એવું નીકળશે જે તેની બુરાઈ કરવા મંડી પડશે. આ રીતે બધા જ હાજરજનો ગીબત સાંભળવામાં સપડાશે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રદિ.)એ હઝરત સુફયાન સૌરી (રહ.)ને કહ્યું કે અબૂ હનીફા ગીબતથી કેટલા બધા દૂર છે. આપને તો કદાપિ કોઈ દુશ્મનની ગીબત કરતાં પણ સાંભળવામાં આવ્યા નથી. આ સાંભળી હઝરત સુફયાન (રહ.) બોલ્યા કે અલ્લાહની કસમ, તેઓ ઘણા અકલમંદ છે. પોતાની નેકીઓ બીજાને આપી દેવાનું કામ નથી કરતા ! *(તહઝીબુલઅસ્માઈ વલ્લુગાત)*

જેમ કે આગળ અરજ કરી ચૂક્યો છું કે ગીબત કરવી અને ગીબત સાંભળવી એ બંને કબીરહ ગુનાહ છે. કોઈ પ્રસંગે કોઈની ગીબત થવા માંડે તો હાજર હોય એમણે તે રોકવી જોઈએ અને જેની ગીબત થઈ રહી હોય તેનો પક્ષ લેવો જોઈએ. જો વિરોધ કરવાની કે રદિયો કરવાની તાકાત ન હોય તો તેને દિલથી બૂરું સમજે, ત્યાંથી હટી જાય. વળી, ત્યાંથી હટવું–ઊઠવું તો આપણા કાબૂની વાત છે. ગીબત સાંભળવા માટે આપણને કોઈ લાચાર નથી બનાવી શકતું. જેમ કે ગીબત કરનારા માટે પણ કોઈ લાચારી નથી હોતી કે ગીબત કરવી જ પડે. દોઝખની આગનો વિચાર કરે. આમ કરવાથી ગુનાહ છોડવા સરળ બનશે.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જેની પાસે તેના મુસલમાન ભાઈની ગીબત કરવામાં આવી અને તે તેની મદદ કરવાની તાકાત ધરાવતો હોવાથી મદદ કરે છે (એટલે કે તેની તરફદારી કરે છે અને ગીબત કરનારને ગીબત કરવાથી અટકાવી દે છે) તો અલ્લાહ તઆલા દુનિયા અને આખિરતમાં તેની મદદ કરશે અને તાકાત હોવા છતાં મદદ ન કરી (ગીબત રોકી નહિ) તો દુનિયા અને આખિરતમાં પકડ થશે. *(મિશ્કાત)*

**જેની ગીબત થતી હોય તેનો બચાવ કરવાનો અજર :**

હઝરત અસ્માઅ બિન્તે યઝીદ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જેણે (પોતાના) ભાઈના ગોશ્ત તરફથી બચાવ કર્યો, જે ગીબત કરીને ખાવામાં આવી રહ્યો હતો, તો અલ્લાહ તઆલાના શિરે છે કે તેને દોઝખથી નજાત આપે. *(મિશ્કાત)*

હઝરત અબુ દરદાઅ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે પણ કોઈ મુસલમાન પોતાના ભાઈની આબરૂ માટે બચાવ કરશે (એટલે કે તેની ફજેતી ગીબત વડે થઈ રહી હોય તો તેનો બચાવ કરશે અને લોકો ફજેત કરી રહ્યા હોય તો તેમની વાત કાપીને તેને મદદ કરશે) તો અલ્લાહ જલ્લ શાનુહૂના શિરે છે કે કિયામતના દિવસે આવા માણસથી દોઝખની આગને દૂર કરી દે. *(મિશ્કાત)*

(૨૯)

# ચુગલખોર પોતાનું જ અહિત કરી રહ્યો છે !

હઝરત અસ્મા બિન્તે યઝીદ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે બેશક, અલ્લાહના સારા બંદા તે છે કે જ્યારે તેઓ ઉપર નજર પડે તો અલ્લાહ યાદ આવી જાય. અલ્લાહ તઆલાના બૂરા બંદા તે છે કે જે ચુગલી કરતા ફરે છે. (ચુગલીના લઈને) મુહબ્બત કરનારાઓ વચ્ચે પરસ્પર જુદાઈ–વિયોગ પાડી દે છે, (અને) જેઓ બુરાઈથી દૂર રહે છે તેમના માટે ફસાદની તલાશમાં રહેતા હોય છે.

*(મિશ્કાતુલ મસાબીહ : ૪૧૫, અહમદ, બયહકી)*

**વિવરણ** : આ મુબારક હદીસમાં ચાડી–ચુગલીની ટીકા કરવામાં આવી છે. જેઓ ચુગલી કરતા ફરે છે તેઓની ગણના નઠારા લોકોમાં કરવામાં આવી છે. જણાવવામાં આવ્યું છે કે આવા માણસો ચુગલી કરતા ફરીને મુહબ્બત–વાળાઓ અને સંબંધ ધરાવનારાઓ વચ્ચે જુદાઈ–ભાગલા પાડી દેવાનો સામાન પૂરા પાડતા હોય છે. વળી, જે લોકો બુરાઈ અને ફસાદથી બચેલા છે, દૂર રહેવા માંગે છે તેઓ વચ્ચે પણ ફસાદ અને બરબાદીના વાહક બનતા હોય છે. ખરી રીતે ચુગલી એ અત્યંત ખરાબ આદત છે. જે ચુગલી ખાય છે તેને કશો ફાયદો થતો નથી, બલકે આમ કરવાથી તેના ગુનાહોમાં વધારો થાય છે. તેના આ બૂરા વર્તાવથી અને શરારતથી સારી એવી મુહબ્બત ધરાવતા અને પરસ્પર વફાદાર એવા લોકો વચ્ચે કુસંપનાં બીજ વવાય છે. તેઓ વચ્ચે વેરઝેર સ્થપાય છે. કદી વ્યક્તિઓ વચ્ચેની લડાઈના પરિણામે કૌટુંબિક લડાઈ થવાના બનાવો પણ બને છે. પરસ્પર નફરત અને કીના–કપટ વધી જતાં લડાઈ–ઝઘડા ઉપસ્થિત થાય છે.

ચુગલખોર થોડોક અમસ્તો પલીતો ચાંપે છે, થોડીક જ આગ ચાંપે છે અને અહિંની વાત ત્યાં પહોંચતાં લડાઈ–ઝઘડાની આગ સળગી ઊઠે છે. આવા માણસો પોતાનું ધાર્યું પરિણામ આવતાં લડાઈ–ઝઘડો થતો જોઈને રાજી થાય છે. તે સમજે છે કે મેં ઘણું મોટું કામ કર્યું, પરંતુ તેને આ વાતની જાણ નથી કે તેણે બીજાઓ વચ્ચે લડાઈરૂપી જે આગ સળગાવી છે તે તેના માટે જ નુકસાનકારક છે. તે આમ કરીને પોતાની કબરમાં આગના અંગારા ભરી રહ્યો છે.

એક વેળા અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બે કબરો પાસેથી પસાર થયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આ બંને કબરોમાં અઝાબ થઈ રહ્યો છે. કોઈ મોટા ગુનાહના કારણે આ અઝાબ થતો નથી. આમાંના એકને એટલા માટે અઝાબ થઈ રહ્યો છે કે તે પેશાબ કરતી વખતે પરદો–આડ કરતો ન હતો. એક રિવાયતમાં આમ આવે છે કે તે પેશાબ કરી સફાઈ જાળવતો ન હતો. બીજા માણસને એટલા માટે અઝાબ આપવામાં આવી રહ્યો હતો કે તે ચુગલી કરતો ફરતો હતો. (એટલે કે ટંટાફસાદ માટે અહિંની વાત ત્યાં અને ત્યાંની વાત અહિં કરતો ફરતો હતો.)

*(મિશ્કાતુલ મસાબીહ : ૪૨)*

**કબરના અઝાબના બે મોટા કારણો :**

આ હદીસના અનુસંધાનમાં ઉલમાએ કિરામ જણાવે છે કે પેશાબથી ન બચવું (એટલે કે ઈસ્તિન્જહ ન કરવો, શરીર ઉપર પેશાબના છાંટા ન ઊડે એની સાવચેતી ન રાખવી અને પેશાબ માટે પરદો ન કરવો, પેશાબ કરતી વેળા સફાઈ ન જાળવવી) અને ચુગલી કરવી એ કબરનો અઝાબ લાવવાનાં ખાસ કારણો છે.

એક હદીસમાં ઈરશાદ છે કે કોઈની વાતમાં મીઠું–મરચું ભભરાવી આમતેમ પહોંચાડવાનું કામ કરનાર શખ્સ જન્નતમાં જશે નહિ.

આથી ચુગલી એ અત્યંત હલકી કક્ષાનું કામ છે. તેનાથી બચવું જોઈએ. આપણે કોઈ મજલિસમાં હાજર હોઈએ, ભલે ત્યાં એક–બે માણસો જ હાજર હોય, જો ત્યાં કોઈની ગીબત થઈ રહી હોય તો ગીબત કરવાની મનાઈ કરી દે અને ગીબતથી અટકાવી ન શકે તો ત્યાંથી ઉઠી જાય. વળી, મજલિસમાં જે કાંઈ વાત થાય તે વિશે બહાર કશી ચર્ચા ન કરે.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે મજલિસ એક અમાનત છે (કોઈ મજલિસમાં કશી વાતચીત થાય તો તે સાંભળી આમતેમ કહેતાં ન ફરે. આમ કરવું એ અમાનતદારીની વિરુદ્ધ છે અને ગુનાહનું કામ છે). હા, કોઈ બેઠકમાં કોઈને જાનથી મારી નાંખવાનો નિર્ણય કરવામાં આવ્યો હોય તો એ વાત જાહેર કરી દે.

એક હદીસમાં ઈરશાદ છે કે કોઈ માણસ કોઈ વાત કહે અને આમતેમ

જુએ તો તે વાત તેની અમાનત છે. *(તિરમિઝી, અબૂ દાવૂદ)*

એટલે કે કોઈ માણસ વાતચીત કરતાં કરતાં આમ તેમ જુએ એટલા માટે કે તેની વાત બીજું કોઈ સાંભળતું તો નથી ને ? તેનું આ સમયે આમતેમ જોવું એ વાતની દલીલ છે કે તે આ વાત બીજા કોઈને સંભળાવવા માંગતો નથી, ખાનગી રાખવા માંગે છે. આથી જેને તે આ વાત કહે તો સાંભળનાર માટે તે વાત અમાનત બની જાય છે. સાંભળેલી વાત બીજા કોઈને કહે નહિ. ઘણા લોકોને આમતેમ વાતો પહોંચાડવાની ટેવ હોય છે. આવા માણસની ગણના ચુગલ-ખોરોમાં થાય છે. તે આમ કરીને પોતે પોતાનું અહિત કરી રહ્યો છે.

(૩૦)

## કિયામતના દિવસે દ્વિમુખી માણસ બે જીભો ધરાવતો હશે !

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે :

કિયામતના દિવસે સૌથી વધુ બદતરીન એવો શખ્સ હશે, જે બે મોઢા-વાળો હશે. (દુનિયામાં) આવો માણસ એક જગ્યાએ જે મોઢું, જે ચહેરો ધરાવે છે તે બીજી જગ્યાએ બીજું મોઢું ધરાવતો હોય છે.

*(મિશ્કાત શરીફ-૪૧૧, બુખારી, મુસ્લિમ)*

**વિવરણ** : હઝરત અમ્માર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે દુનિયામાં જેના બે ચહેરા હતા, કિયામતના દિવસે તેને આગની (બનેલી) બે જીભો હશે !

*(સુનને અબૂ દાવૂદ)*

બે ચહેરાનો અર્થ આ નથી કે જન્મથી જ તેના બે ચહેરા યા બે મોઢાં હતાં. (દરેકનો ચહેરો તો એક જ હોય છે). દરેક માણસ સાથે તે એવી રીતે વાત કરતો હોય છે જાણે તેનો સાચો હમદર્દ અને લાગણીવાળો છે. તે ડોગલાપણું આચરે છે. આવા માણસને દ્વિમુખી-બે મોઢાવાળો કહેવામાં આવે છે. એક સાથે જે મોઢે વાત કરે છે તે બીજા સાથે બીજા મોઢે વાત કરતો હોય એ રીતનો દેખાય છે. એક વર્ગ સાથે જે વાત કરે છે, બીજા વર્ગ સાથે તેનાથી જુદી જ વાત

કરે છે. આથી આવા માણસની ઓળખ બે મોઢાળા તરીકે થાય છે. શરમ–લજ્જાવાળો માણસ પોતાની જીભેથી એક વાત કહી દે છે ત્યાર પછી તે પોતાની જીભેથી તેનાથી વિરુદ્ધ વાત કહેતાં શરમ અનુભવતો હોય છે. ગૌરવ વિનાનો માણસ એક ચહેરાનો બે ચહેરા તરીકે ઉપયોગ કરતો નજરે પડે છે. ઊલટી–સુલટી વાતો કરવાના કારણે તેની જીભ બે વ્યક્તિઓનું પાત્ર ભજવતી હોય છે. આથી કિયામતના દિને આવા કૃત્યની સજા એ નિયત કરવામાં આવી કે આવા માણસને આગની બનેલી બે જીભો આપવામાં આવશે, જેમાંથી આગ ઝરતી બે પ્રકારની વાતો નીકળતી હશે. તેનો આવો ખાસ પ્રકારનો અઝાબ જોઈને જ લોકો સમજી જશે કે તે (દુનિયામાં) બે મોઢાંવાળો અને ડોગલો હતો. અઆઝનલ્લાહુ મિન ઝાલિક.

કેટલાક પુરુષો અને ઔરતોની આદત હોય છે કે જે બે માણસો, બે કુટુંબો અથવા બે જમાઅતો વચ્ચે અણબનાવ હોય, તેમની સાથે તે મળે છે ત્યારે ખાસ લાગણીવાળી વ્યક્તિ તરીકેનો રોલ અદા કરે છે. દરેક સાથે એવી રીતે વર્તે છે કે જાણે તેને તેઓ પ્રત્યે ખાસ લાગણી અને મુહબ્બત છે. હમદર્દી દાખવી તે સચ્ચાઈ ઉપર છે અને સામેવાળો ખોટા માર્ગે છે એવી વાતો કરે છે. પોતે તેની સાથે છે, સામેવાળા સાથે નથી, એવા અહોભાવ અને લાગણી જતાવે છે. આ પછી સામેવાળી વ્યક્તિ કે વર્ગને મળે છે ત્યારે પણ આ જ રીતે આવો માણસ વર્તતો હોય છે. દરેક વ્યક્તિ કે વર્ગ પોતાના દિલની વાત કહી દે છે. આમ, આવા માણસ વડે વાતો ફેલાવવાથી અર્થનો અનર્થ પણ થાય છે. પરિણામે ઝઘડો ગંભીર સ્વરૂપ પણ ધારણ કરી લે છે. ડોગલો માણસ તમાશો જોતો રહે છે. આવા લોકોની શરારતથી અલ્લાહ હિફાઝત ફરમાવે, આમીન !

(૩૧)

## મુસલમાન ભાઇની મુસીબત પર રાજી થવાની મનાઈ !

હઝરત વાસિલહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે પોતાના ભાઈની મુસીબત નિહાળીને ખુશી વ્યક્ત ન કરો. (શક્ય છે કે) એ પછી અલ્લાહ તેના પર રહમ કરી દે અને તમને (એ આફતમાં) સપડાવી દે ! *(મિશ્કાત શરીફ : ૪૧૪, તિરમિઝી)*

**વિવરણ** : આ હદીસમાં એક અગત્યની બાબત પરત્વે લક્ષ દોરવામાં આવ્યું છે. તે આ કે કોઈ મુસલમાન મર્દ કે ઔરત કોઈ મુસીબત—આફતમાં સપડાયેલ હોય અથવા નુકસાન કે ખોટમાં ગરકાવ હોય તો એ જોઈ રાજી ન થવું જોઈએ. ખુશીના અહોભાવ વ્યક્ત ન કરે. આ જરૂરી નથી કે તમે એ મુસીબતથી સદા બચેલા રહેશો અથવા સામેવાળો મુસીબત કે નુકસાનમાં સપડાયેલો રહેશે. શક્ય છે કે તમે જે મુસીબત જોઈને આનંદ વ્યક્ત કર્યો તે મુસીબત સામેવાળા ઉપરથી ઉઠાવી લેવામાં આવે અને તમારા ઉપર જ એ આફત તૂટી પડે. અલ્લાહપાક સામેવાળા ઉપરથી એ મુસીબત ઉઠાવી લે અને તમને એ મુસીબતમાં સપડાવી દે. આ વાત કોઈ કાલ્પનિક નથી. વાસ્તવિક પુરવાર થતી જોવા મળી છે, અનુભવસિદ્ધ છે. મોટા ભાગે આમ થતું જોવામાં આવે છે કે જ્યારે કોઈની મુસીબત જોઈ કોઈ ખુશી અનુભવી, કોઈની ખોડ—ખાંપણની મજાક ઉડાવી અથવા કોઈની નકલ ઉતારી તો આ રીતે ખુશી દર્શાવનાર, મજાક ઉડાવનાર—ઠેકડી ઉતારનાર અને નકલ કરનાર પોતે જ એનો ભોગ બને છે. કોઈ માણસમાં કશી દીની કે દુન્યવી એબ—ખોડ હોય તો તેના ઉપર રાજી થવું અથવા ટોણો મારવો કે ટીકા—ટિપ્પણી કરવી બરાબર નથી. સામેવાળાને ભોંઠો પાડવા કે ઉતારી પાડવા બધા વચ્ચે તેની ભૂલ કે ખોડનું વર્ણન કરવું એ હિચકારું કૃત્ય છે. હા, ઈખ્લાસથી કે નસીહતરૂપે સામેવાળાને ખોટું ન લાગે એ રીતે વર્ણન કરવું જોઈએ. આમ કરવું સારી વાત છે. સાચી વાત કહેવાનો દાવો કરીને અથવા નહ્ય અનિલ મુન્કરના નામે ટોણા મારવા અને એબ જતાવવી અને દિલની ભડાશ કાઢવી બરાબર નથી. મુખ્લિસની વાત હમદર્દીભરી હોય છે. નસીહત—બોધની વાત જ નોખી હોય છે. એકાંતમાં સમજાવવામાં આવે છે. રુસવા કે ફજેત કરવાનો આશય હોતો નથી. જ્યાં નફસની દખલ હોય છે તેની રીત અને વર્ણનશૈલી જ જુદી હોય છે. આવા માણસની વાત દિલને ઠેસ પહોંચાડતી હોય છે. દિલના ઊંડાણને ચીરીને સોંસરી દિલમાં ઊતરી જાય છે અને સામેવાળાને દુઃખ પહોંચાડે છે. કોઈને એબદાર બનાવવા માટે તેના એબનું વર્ણન કરવું જાઈઝ નથી, તેનું પરિણામ ઘણું જ ખરાબ છે.

અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જેણે પોતાના ભાઈ ઉપર કોઈ ગુનાહનો એબ લગાડયો તો તે ત્યાં સુધી મરશે નહિ, જ્યાં સુધી તે પોતે એ ગુનાહ કરી ન લે ! *(તિરમિઝી)*

(૩૨)

# પાડોશીઓને જીભ વડે રંજાડતી ઔરતનું પરિણામ

હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે એક શખ્સે ખિદમતમાં આવી અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ફલાણી ઔરત પોતાની નમાઝ અને રોઝાની પાબંદીના કારણે લોકોમાં જાણીતી છે, પરંતુ સાથે આ વાત પણ છે કે તે પોતાની જીભ વડે પોતાના પાડોશીઓને રંજાડે છે. આ સાંભળી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આ ઔરત (પોતાના આવા કામના કારણે) દોઝખમાં જશે.

આ પછી આ શખ્સે અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! વળી ફલાણી ઔરત નમાઝ (નફલ), રોઝા (નફલ) બહુ ઓછા અદા કરે છે. સદકોય ઓછો આપે છે, પરંતુ તે લોકોમાં એટલા માટે જાણીતી છે કે પનીરના થોડાક ટૂકડા સદકહ કરી આપે છે અને પોતાના પાડોશીઓને પોતાની જીભ વડે પરેશાન કરતી નથી (પાડોશીઓ સાથે સારોભલો વર્તાવ રાખે છે). આ સાંભળી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તે જન્નતમાં જશે. એટલે કે જન્નતમાં લઈ જનારા અમલો કરી રહી છે.

*(મિશ્કાત : ૪૨૫, અહમદ, બયહકી)*

**વિવરણ** : ઈન્સાનને પોતાના ઘરવાળાઓ પછી દરરોજ સૌથી વધુ પોતાના પાડોશીઓ સાથે પનારો પડતો હોય છે. પાડોશીઓ સાથે રાત–દિવસ વ્યવહારમાં ઊતરવું પડે છે. પાડોશીઓ ઘરમાં આવ–જા પણ કરતા રહે છે. બાળક આપસમાં લડી–ઝઘડી પડતા હોય છે. પાડોશીની બકરી કે મરઘી પણ ઘરમાં પ્રવેશી જતી હોય છે. આ વાતોથી અણગમો ઊભો થતો હોય છે, એકબીજાનું મનદુઃખ થતું હોય છે. આમ મનદુઃખમાં વધારો થઈને પરસ્પર બુગ્ઝ અને કીનાકપટ જન્મ લેતાં હોય છે. સંબંધો બગડે છે. આ પછી તો એકબીજા ઉપર અતિશયોક્તિ કરવામાં આવે છે. આક્ષેપો અને પ્રતિઆક્ષેપો થાય છે. એવું પણ બને છે કે કેટલાક મરદો અને કેટલીક ઔરતો ખરાબ સ્વભાવની અને ખરાબ જીભ વાપરનાર પણ હોય છે. પોતાની ખરાબ જીભના લઈને પાડોશીઓનાં દિલો દુભાવતી હોય છે અને લડાઈનાં કારણો ઊભા કરે

છે. વળી, ઔરતોની બદઝબાની અને તેઝ કલામી તો ઘણા વખત આખા મહોલ્લાને તંગ બનાવી દેતી હોય છે. આખો મહોલ્લો તેણીઓથી પરેશાન બની જતો હોય છે. આવી એક ઔરત વિશે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને શિકાયત કરવામાં આવી કે તે નમાઝો તો ઘણી પઢે છે, રોઝા પણ ઘણા રાખે છે અને સદકહ પણ સારો એવો કરતી રહે છે, પરંતુ તેની ગંદી જીભના લઈને પાડોશીઓ સુદ્ધાં હેરાન–પરેશાન છે. આ સાંભળી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ (તેના આ અમલના લઈને) ફરમાવ્યું કે તે દોઝખી છે.

જુઓ, પાડોશીઓને સતાવવા–રંજાડવાના વિષયમાં નમાઝ–રોઝાનું પ્રમાણ કશા કામમાં ન આવ્યું. આ બનાવ વિરુદ્ધ બીજી એક ઔરત ફર્ઝ નમાઝો સિવાય ભલે વધુ નફલ નમાઝો પઢતી ન હતી, વધુ નફલ રોઝા કે વધુ નફલ સદકાની પાબંદી કરતી ન હતી, પરંતુ તેની જીભના કારણે તેના પાડોશીઓ મહફૂઝ હતા. પાડોશીઓને તે રંજાડતી ન હતી, ફર્ઝ નમાઝ–રોઝા રાખી લેતી. ઝકાત ફર્ઝ બનતાં તે પણ ચૂકવી દેતી હતી. નફલ સદકા આપવામાં તે ખાસ પાબંદી જાળવતી ન હતી. હા, પનીર કે એવી વસ્તુના થોડાક ટૂકડા સદકહમાં આપી દેતી, પરંતુ તેની જીભ વડે પાડોશીઓને કશી હેરાનગતિ ન હતી. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સામે આવી ઔરતનું વર્ણન થયું ત્યારે આપે (સલ.) તેના જન્નતી હોવાનો મત જાહેર કર્યો.

પાડોશીઓ સાથે સારો વર્તાવ કરવાની અને સારા વ્યવહારથી જીવન જીવવાની ઈસ્લામી શરીઅતે પ્રેરણા આપી છે. જે કાંઈ તકલીફ પડે તેના ઉપર સબર કરી પોતાના તરફથી સામેવાળાને, પાડોશી કે સાથીને પોતાના તરફથી કશી તકલીફ ન પહોંચે, બલકે શકય હોય ત્યાં સુધી તેની મુશ્કેલીઓ કે તકલીફોમાં મદદરૂપ બને. શકય હોય તો મદદ પણ કરે, પાડોશીના આંગણામાં કચરોપૂંજો ન નાખે. પાડોશીના બાળકો સાથે હેત–પ્યારથી વર્તે. પાડોશીઓથી કશી તકલીફ પહોંચે તો ધીરજ ધરે–સહન કરે. આવી વાતો લખવી કે બોલવી તો ઘણી જ આસાન છે, પરંતુ અમલ કરવા માટે મોટા હોસલા, હિંમત તથા સબર–ધીરજની જરૂરત છે. પાડોશી સાથે કોઈ વિશેષ સારો વર્તાવ ન કરી શકે, પરંતુ આટલું તો અવશ્ય કરે કે પોતાના તરફથી તેને કશી તકલીફ ન પહોંચે, આગળ–પાછળ તેની ભલાઈ જ ઈચ્છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે જિબ્રઈલ અલૈહિસ્સલામ મને સતત

પાડોશીઓ સાથે સદ્‌વર્તન કરતા રહેવાની વસિય્યત કરતા રહ્યા. એટલે સુધી કે મને આશંકા ઊભી થઇ કે (કદાચ) પાડોશીને વારસદાર બનાવીને છોડશે. *(બુખારી, મુસ્લિમ)*

પાડોશીને ઇજા–તકલીફ આપવાની વાત તો બાજુએ રહી, પરંતુ તેની સાથે જીવન જીવવામાં પાડોશીને એવો ભય કે આશંકા ન જન્મે કે મને આવા પાડોશીથી કશું નુકસાન પહોંચશે.

એક વેળા હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલ્લાહના કસમ તે મુઅમિન નથી, અલ્લાહના કસમ તે મો'મિન નથી. પૂછવામાં આવ્યું કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કોના વિશે આવો ઇરશાદ ફરમાવી રહ્યા છો ? ફરમાવ્યું કે જેની શરારતોના કારણે તેનો પાડોશી સલામત ન હોય. *(બુખારી, મુસ્લિમ)*

બીજી એક રિવાયતમાં છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઇરશાદ ફરમાવ્યો કે એવો શખ્સ જન્નતમાં દાખલ થશે નહિ કે જેનો પાડોશી તેની શરારતોના કારણે બેખૌફ કે નિર્ભય ન હોય ! *(મુસ્લિમ)*

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)થી રિવાયત છે કે એક માણસે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારા વિશે હું કઇ રીતે જાણું કે હું સારો છું કે ખરાબ ? હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે પાડોશીઓથી તમે સાંભળો કે તમે સારાં કામો કરનાર છો તો તમે સારા છો અને તેઓ કહે કે તમે બૂરાં કામ કરનારા છો તો તમે બૂરા છો, નઠારા છો. *(ઇબ્ને માજહ)*

આવું એટલા માટે ફરમાવ્યું કે માણસના સારાં ને નઠારાં કામો સૌ પ્રથમ પાડોશીઓની નજરે પડતા હોય છે. પાડોશીઓની જાણમાં આવતા હોય છે. તેઓની ગવાહી એટલા માટે જ વિશ્વાસપાત્ર ગણાતી હોય છે કે તેઓને વખતોવખત પોતાના પાડોશીઓનો અનુભવ થયો હોય છે અથવા પ્રસંગોપાત પાડોશીનાં કાર્યો તેમના ધ્યાનમાં આવતા રહેતા હોય છે.

એક દિવસ ઉમ્મુલ મુઅમિનીન હ઼ઝ઼રત આયશા સિદ્દીકા (રદિ.)એ આટો બંધાવી નાની નાની રોટીઓ બનાવી. આ પછી થોડીક આંખ લાગી ગઇ. પડોશણની બકરી ઘરમાં ઘૂસી ગઇ અને બધી રોટીઓ ખાઇ ગઇ. એવામાં

આંખ ઊઘડતાં જ હઝરત આયશા (રદિ.) બકરી પાછળ દોડયાં. આ નિહાળી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હે આયશા ! બકરીના કારણે તેમને (પાડોશીને) સતાવશો નહિ.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે : મેં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે કે તે માણસ મુઅમિન નથી કે જે પોતે પેટ ભરી લે અને તેની પડોશમાં પાડોશી ભૂખ્યો રહે. *(બયહકી)*

એક હદીસમાં ઈરશાદ છે કે કિયામતના દિવસે વાદી અને પ્રતિવાદી તરીકે સૌ પ્રથમ બે પાડોશીઓ હશે. *(અહમદ)*

આ બધી જ અહાદીસથી જણાય છે કે પડોશીઓ ઉપર કોઈ પ્રકારનો ઝુલ્મ કે ઝિયાદતી ન કરે. શકય હોય ત્યાં સુધી તેની ખિદમત અને તેને રાજી રાખવાનો પ્રયત્ન કરે.

(૩૩)

## અતિશય વખાણ કરવાની મનાઈ

હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે તમે મારા હદથી વધારે વખાણ ન કરો. જેમ કે નસારાએ ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)ના વિષયમાં અતિશયોક્તિ કરી. હું તો અલ્લાહનો બંદો જ છું. આથી તમે મારા વિશે આમ કહો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના બંદા અને રસૂલ છે.

*(મિશ્કાત : ૪૧૭, બુખારી, મુસ્લિમ)*

**વિવરણ** : અલ્લાહ તઆલાની જેટલીય હમ્દો–સના કરવામાં આવે એટલી ઓછી છે. અલ્લાહ તઆલાની પાકઝાત બધા જ ઊંચા સદ્‌ગુણો ધરાવનારી છે. સય્યિદુલ અવ્વલીન વલ્આખરીન હઝરત ફખ્રે દોઆલમ મુહમ્મદુર્રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહની મખ્લૂક છે. અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બધા જ પ્રકારના વખાણ–માનને પાત્ર છે. ગદ્ય અને પદ્યમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તારીફ કરવી મોટી સઆદત છે.

હઝરાતે સહાબએ કિરામ (રદિ.)થી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ)ની શાને અકદસમાં ઘણા કસીદા (પ્રશસ્તિ કાવ્ય) રચાયા હોવાનું સાબિત છે.

હઝરત હસ્સાન બિન સાબિત (રદિ.) નબવી કાળ દરમિયાનના ઈસ્લામના શાયરો પૈકીના હતા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તારીફમાં કસીદા કહેતા રહેતા હતા. દુશ્મનો સાથે જે લડાઈઓ લડાતી તેના વર્ણન કરતા અશઆરમાં હઝરાતે સહાબએ કિરામની બહાદુરી અને દિલેરીનો ઉલ્લેખ જોવા મળતો. જે મુશરિકો હુઝૂરે અકદસની શાને અકદસમાં કોઈ એવા કસીદા કહેતા, જેમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વિશે અયોગ્ય વાતો વર્ણવાતી તો હઝરત હસ્સાન (રદિ.) તેનો બરાબર જવાબ આપતા હતા. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા કે બેશક, અલ્લાહ તઆલા જિબ્રઈલ (અલૈ.) દ્વારા હસ્સાનને પ્રોત્સાહન આપે છે, જ્યારે આપ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો બચાવ કરતા હતા. *(સહીહ બુખારી)*

વાસ્તવમાં એ સમયમાં આ પણ એક મોટું ઈસ્લામી કામ હતું, કારણ કે મુશરિકો હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શાનમાં અયોગ્ય અને બિનશોભાસ્પદ વાતો ઉચ્ચારતા હતા અને પોતાના કસીદાઓમાંય એ ખોટી વાતો વણી લેતા હતા. આથી આ વાત જરૂરી હતી કે શે'રનો જવાબ શે'રથી જ આપવામાં આવે. આમ દુશ્મનની વાતોનો જડબાતોડ જવાબ આપવામાં આવે. મુશરિકો શે'ર દ્વારા પોતાની થતી ટીકાથી ઘણા પ્રભાવિત બનતા હતા.

એક હદીસમાં છે કે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મક્કાના મુશરિકોની ટીકા કરો, કારણ કે આ તેઓના માટે તીર વાગવા કરતાંય ભારે છે. *(મુસ્લિમ)*

**જીભ વડે જિહાદ :**

તલવાર વડે જિહાદ થાય છે એ રીતે માલ વડેય જિહાદ થાય છે અને જીભ વડેય થાય છે. અબૂ દાવૂદમાં છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મુશરિકો સાથે પોતાનાં માલ, પ્રાણ અને જીભ વડે જિહાદ કરો !

**હઝરત હસ્સાનના અશ્આર :**

હઝરત હસ્સાન (રદિ.)એ કાફિરોને પોતાના અશ્આર વડે જડબાતોડ જવાબ આપ્યા. આ જ દીની ખિદમત સંપૂર્ણ રીતે અંજામ આપી. આથી આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "હજાહુમ હસ્સાનુન ફશફા વ અશતફા" એટલે કે હસ્સાને મુશરિકોની ટીકા કરી અને આ રીતે મુસલમાનોને સાજા બનાવ્યા અને પોતે પણ સાજા બન્યા. *(સહીહ મુસ્લિમ)*

અર્થ આ કે મુશરિકોને એવા એવા જવાબ આપ્યા કે મુસલમાનોનાં દિલોમાં આ આરઝૂ ન રહી કે કાશ ! કોઇ મુશરિકોને બરાબર જવાબ આપત. હઝરત હસ્સાન (રદિ.)એ મુસલમાનોનાં દિલોને ઠંડા પાડયાં, એટલે કે તેઓને સંતોષ આપ્યો. વળી, મુસલમાનોના દુશ્મનોને શાયરીમાં સારી પેઠે નીચું જોવડાવ્યું.

**શરીઅત વિરુદ્ધ નઅત કહેનારા :**

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પ્રશંસા અને નઅત એ તો ઘણું મોટું સવાબ અને અજરનું કામ છે, પરંતુ તેમાં અતિશયોક્તિ જાઇઝ નથી. આ વલણ બાબત હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમે મારી તારીફમાં એવી અતિશયોક્તિ ન આચરો જેમ કે નસારા હઝરત ઈસા અલૈહિસ્સલામની તારીફ કરવામાં એટલા બધા આગળ વધી ગયા કે આપને ખુદા અને ખુદાના બેટા બનાવી દીધા. આ જ અકીદો અપનાવી તૌહીદને છોડી શિર્કમાં ગરકાવ બની ગયા.

ઉમ્મતે મુહમ્મદિય્યહમાં પણ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નઅતો લખવાનો ઘણો શોખ અને ઝોક એટલે કે રસ અને રુચિ છે. આ કામ ઘણું મુબારક છે, પરંતુ જેઓ શરીઅતની પાબંદીઓ–મર્યાદાઓ ધ્યાનમાં નથી રાખતા તેઓ નઅતોમાં એવી વાતો કહી જાય છે, જેમાં અતિશયોક્તિ હોય છે. ઘણા તો એવા અશ્આર કહે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખુદાના દરજાએ જ જાણે બેસાડી દે છે અને અલ્લાહ તઆલાની જે ખાસ સિફતો છે કે જે કોઇ મખ્લૂકમાં નથી હોઈ શકતી, તે સિફાત અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે જોડી દે છે. આ નઅતો લખવી અને પઢવી હરામ છે. જે મુકદસ ઝાતની તારીફ કરવા ચાહતા હોય તેમના ઇર્શાદાત વિરુદ્ધ વર્તન કરવામાં આવે છે. આ લોકો એવું સમજતા હોય છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વિષયમાં જે

ઇચ્છા થાય એ કહી દેવામાં આવે, બધું જ બરાબર છે. આ પ્રકારનું વર્તન તદ્દન ખોટું છે. અલ્લાહ તઆલાનો કુર્બ અને તેની રઝા એમાં જ છે કે કુર્આન તથા હદીસ અનુસાર અમલ કરવામાં આવે. શરીઅતના હુકમો વિરુદ્ધનું વર્તન કરવાની ક્યાંય પરવાનગી કે સ્થાન નથી. જ્યારે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તારીફ કરવામાં અતિશયોક્તિ યોગ્ય નથી તો પછી મશાયખ તથા અસાતિઝાની તારીફ કરવામાં અતિશયોક્તિ કઇ રીતે યોગ્ય ઠરાવી શકાય ?

**વાજિંત્રો સાથે નઅત પઢવાનો હુકમ :**

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નઅતો મજલિસો અને મેહફિલોમાં પઢવામાં આવે છે. સાચી તારીફ તો જો કે મુબારક છે, પરંતુ જૂઠી તારીફ અને શિર્કભર્યા વિષયો ઉપર આધારિત તારીફ કરવાની તથા સાંભળવાની ક્યાંયે ગુંજાઇશ નથી.

આજે તો એવું બને છે કે પ્રથમ તો ઘણી નઅતો શરીઅત મુજબની નથી હોતી. વળી, તેમાંય હાર્મોનિયમ અને ઢોલક સાથે તે પઢવામાં આવે છે. ગાવા–વગાડવાના વાજિંત્રોનો ઉપયોગ કરવામાં આવે છે. ગાવા વગાડવાનાં સાધનો ઉપયોગવાની સખત મનાઇ હદીસ શરીફમાં આવેલી છે. નઅત સાચી હોય કે જૂઠી, વાજાઓ સાથે પઢવી સખત ગુનાહ છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઇરશાદ છે :

"મારા રબે મને હુકમ આપ્યો છે કે ગાવા વગાડવાની વસ્તુઓનો, બૂતોનો, સલીબ–ક્રોસનો (જેને ખ્રિસ્તીઓ પૂજે છે) અને જહાલતકાળનાં કામોનો નાશ કરું." *(મિશ્કાતુલ મસાબીહ : ૩૧૮)*

ઘણા ખરા લોકોએ તો આ રીત અપનાવી છે કે કવ્વાલોને દા'વત આપે છે અને આખી રાત કવ્વાલોની મજલિસો યોજે છે. રાતભર હાર્મોનિયમ અને બીજાં સાધનો સાથે કવ્વાલી સાંભળે છે. જો કે તેમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નઅતો અને સૂફીવાદની નઝમો હોય છે. આથી આવી મજલિસોમાં ભાગ લેવાનું ગુનાહ સમજવામાં આવતું નથી; બલકે તેમાં સવાબ હોવાનું સમજવામાં આવે છે. નામ અને બહાનું તો છે નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નઅતો સાંભળવાનું, પરંતુ છૂપો અને ખાસ હેતુ તો વાજિંત્રો વડે નફસને સંતોષ આપવાનો હોય છે. હાર્મોનિયમ

વિના કોઈ નઅત પઢે તો ૧૦ મિનિટથી વધુ સમય ત્યાં ઘણા ઓછા લોકો થોભતા હોય છે અને વાજિંત્રો સાથે આવી મજલિસો રાતભર ભરચક રહેતી હોય છે અને ફજરની નમાઝ પણ જતી રહે છે. વળી, નવાઈની વાત તો એ છે કે આ બધાં કામને સવાબ સમજવામાં આવે છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે મને ગાન–તાન અને વાજા–ગાજાઓને દૂર કરવા મોકલવામાં આવ્યો છે, (જેમકે ઉપર હદીસ આવી ગઈ) પરંતુ ઉમ્મતી હોવાના દાવેદારો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નઅતો હાર્મોનિયમ અને બીજાં સાધનો વડે સાંભળે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈરશાદાત ઉપર અમલ કરવાની તો મરજી નથી થતી, નફસને જે વસ્તુમાં મઝા પડે તે જ કરવાની મરજી થાય છે. ઉપરાંત, શયતાનોના બેહકાવવાથી ગુનાહને સવાબ સમજવામાં આવે છે. ગુનાહથી તોબા તો કરવામાં નથી આવતી, ઊલટું આખિરતના અઝાબમાં સપડાવાનું વલણ અપનાવવામાં આવે છે.

**યવ્મે આશૂરાના શરીઅત વિરુદ્ધના અમલ :**

મુહર્રમના મહિનામાં અને ખાસ કરીને આશૂરાના દિવસે તાઝિયા અને માતમનાં જુલૂસ કાઢવામાં આવે છે. તેમાં ઢોલ, ત્રાંસા, વાજા અને નક્કારા વગાડવામાં આવે છે. આવી હરકતો કરનારા દાવા કરે છે કે અમે હઝરત હુસૈન બિન અલી (રદિ.)ની અને હઝરાતે અહલે બયત (રદિ.)ના ગમની યાદ તાજી કરવા નીકળ્યા છીએ, પરંતુ આ આશ્ચર્યજનક છે કે ગમની યાદ વાજિંત્રો સાથે કરવામાં આવે છે. ગમ તાજો કરવો, ઢોલ ત્રાંસાનો તેમાં ઉપયોગ કરવો, એમાં શરીઅતનો કયો અમલ શામેલ છે ? આ પણ રાફઝીઓની જ શોધ છે. સાચી વાત એ છે કે જે વસ્તુ નફસની ખ્વાહિશાત મુજબ અમલમાં લાવવામાં આવે તે અક્કલ વિરુદ્ધ હોય છે.

પોતાના ઘરનું કોઈ વફાત પામે ત્યારે આમ ઢોલ–ત્રાંસા વગાડીને જુએ, શું આવી મજાક માટે અહલે બયત જ રહી ગયા છે કે તેઓના ગમમાં ઢોલ પીટવામાં આવે છે અને ત્રાંસા વગાડવામાં આવે છે ? હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે ઘંટડીઓ એ તો શયતાનનું વાજું છે. *(મુસ્લિમ)* જે લોકો ઉપર શયતાનનો કાબૂ છે તેમનાં દિલોને ખુશ કરવા માટે તેમના નફસોમાં ત્રાંસા અને વાજા અને ઘંટડીઓ વગાડવાના વિચારો અને વસવસા નાખવામાં આવે છે. આ વસ્તુ લોકોના નફસની ખ્વાહિશાત અનુસારની હોય છે. આથી તરત જ તેનો સ્વીકાર કરી લેવામાં આવે છે. ઘણા મસ્ત બની

ઢોલ, ત્રાંસા, ઢોલક, વાજા, નક્કારા, હાર્મોનિયમ અને સારંગી વગાડવામાં આવે છે. અઆઝ—નલ્લાહુ મિન ઝાલિક.

(૩૪)

# મોઢા ઉપર તારીફ કરવાની મનાઇ

હઝરત અબૂબક્ર સિદીક (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સામે એક શખ્સે બીજા શખ્સની તારીફ કરી. આ વાત પર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નારાઝગીનાં ભાવ વ્યક્ત કરતાં ત્રણ વખત ઈરશાદ ફરમાવ્યો કે તારા માટે હલાકત હજો. તેં તો પોતાના ભાઈની ગરદન કાપી નાખી. (પછી ફરમાવ્યું) જેણે કોઈની તારીફ કરવી હોય તો આમ કહે કે ફલાણાને આવો સમજું છું અને અલ્લાહ તેનો હિસાબ લેનાર છે. (અને) આ પણ એ વખતે છે જ્યારે કે ખરેખર તેને આવો સમજતો હોય. (પછી ફરમાવ્યું કે) અલ્લાહના શિરે રાખીને કોઈનો તઝકિયહ (શુદ્ધિ અને પવિત્રતા) ન કરો. *(મિશ્કાતુલ મસાબીહ, પેજ ૪૧૨, બુખારી, મુસ્લિમ)*

**વિવરણ** : જો કોઈની તારીફ—પ્રશંસામાં કાંઈક શબ્દો કહે તો તેની સામે ન કહે. શક્ય છે કે તેના દિલમાં મોટાઈ અને ગર્વ આવી જાય. જ્યારે એક માણસે બીજા કોઈ માણસની તારીફ કરી ત્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને તેમ કરતાં ચેતવ્યો અને ફરમાવ્યું કે તેં તારા ભાઈની ગરદન કાપી નાખી, એટલે કે તેં તેની જ સામે તેની તારીફ કરીને તેને ગર્વ—ઘમંડમાં નાખવાની વ્યવસ્થા કરી. આ તો તારીફ સાચી હોય છતાં આ બાબત છે તો પછી જૂઠી તારીફના કેટલા નુકસાન છે ? જૂઠી તારીફ કરવી જ ન જોઈએ, કારણ કે એમ કરવામાં તો ગુનાહે અઝીમ છે. બીજી સાવચેતી આ ઉચ્ચારી કે જો કોઈની તારીફ કરવી જ હોય તો (આમાં આગળ—પાછળનો કોઈ તફાવત નથી) આમ કહે કે ફલાણાને હું આવો સમજું છું. સાચી હાલતની અલ્લાહને જાણ છે, તે જ તેનો હિસાબ લેનાર છે. આવા શબ્દો કહેવાથી પ્રથમ તો તે માણસ ફુલાશે નહિ—ગર્વ કરશે નહિ. આ શબ્દો જેની તારીફમાં ઉચ્ચારવામાં આવ્યા હોય તો તેની તારીફ કરનારનો તેમાં દાવો પણ નહિ હોય કે ખરેખર તે આવો જ છે, કારણ કે બંદો તો ફક્ત જાહેરને જાણતો હોય છે અને આખિરતમાં દરેક માણસ કેવી હાલતમાં હશે તેની જાણ પણ અલ્લાહને જ છે. બધી ખૂબીઓ

અને જાહેરી તથા બાતિની હાલત વિશેની જાણ તો અલ્લાહ તઆલાને જ છે. આથી પૂરતી ખાતરી સાથે, પૂરતા વિશ્વાસ સાથે કોઈના માટે આમ કહેવું કે તે આવો છે, તેવો છે, એ બરાબર નથી. આમાં તો હાલાતથી પૂરતા વાકેફ હોવાનો દાવો છે અને જ્યારે અલ્લાહ પાકના તરફથી તેના વિશે કોઈને જાણ કરવામાં નથી આવી તો પછી પૂરતા યકીન સાથે તેના વિશે કોઈ મત બાંધવો એ તો અલ્લાહના શિરે એ વાત બાંધી હોવા બરાબર છે. અલ્લાહ ફરમાવે છે કે અલ્લાહના ઝિમ્મે રાખીને કોઈ શખ્સનો તઝકિયહ ન કરો. અહાદીસે શરીફહમાં કેટલાક પ્રસંગે મોઢામોઢ તારીફ કરવાનું પણ સાબિત છે, પરંતુ આમ કરવું ત્યારે છે કે જ્યારે જેની તારીફ કરવામાં આવે અને તે અહંકારમાં પડી જવાનો ભય ન હોય.

સુનને અબૂ દાવૂદમાં છે કે હઝરત ઉસ્માન (રદિ.)ના મોઢા ઉપર એક શખ્સે આપની તારીફ કરી દીધી. હઝરત મિકદાદ (રદિ.)એ માટીની એક મુટ્ઠી ભરી તેના મોઢા ઉપર છાંટી દીધી અને ફરમાવ્યું કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે કે તમે તારીફ કરનારાઓના મોઢા ઉપર માટી ફેંકી દો. હઝરત મિકદાદ (રદિ.)એ હદીસની જાહેરી બાબત ઉપર અમલ કર્યો અને તે જ વધારે સ્પષ્ટ છે. કેટલાક ઉલમાએ કિરામે હદીસનો મતલબ આ બતાવ્યો કે જે લોકો માલ મેળવવાની લાલચમાં તારીફ કરે છે તેવાના મોઢા ઉપર માટી નાંખો એટલે કે તેમને માલ ન આપો.



જે કાંઈ બયાન થયું એ સારા બંદાઓ માટે બયાન કરવામાં આવ્યું અને જૂઠી તારીફ તથા કાફિર–ફાસિકની તારીફ કરી તો ઈસ્લામમાં તેની કોઈ જ ગુંજાઈશ નથી.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જ્યારે ફાસિકની તારીફ કરવામાં આવે ત્યારે પરવરદિગારે આલમ નારાજ અને ગુસ્સે થાય છે અને અલ્લાહનો અર્શ હરકત કરવા મંડી પડે છે.

અર્શનું હરકત કરવું એ અલ્લાહ તઆલાની હયબત તથા અઝમતના લઈને છે, જેનાથી અલ્લાહ તઆલા નારાઝ છે, તેની તારીફ કરવી અત્યંત બૂરી બાબત છે. જેની સામે અલ્લાહની અઝમત નથી હોતી તે જ આવા લોકોની તારીફ કરે છે, જેનાથી અલ્લાહ તઆલા નારાઝ છે. અર્શે ઈલાહીને આ તારીફ પસંદ

નથી, જેથી તે હરકતમાં આવી જાય છે.

કાફિરો અને ફાસિકોની તારીફ એ ઘણો મોટો અને ખરાબ રોગ છે. આ તો શાઈરોનું જ કામ છે કે તેઓ આકાશ અને જમીનને એક કરી દે છે. જૂઠી તારીફો કરીને રોટી મેળવે છે. દુનિયાની સિયાસતમાંય આ બાબત રહેલી છે કે જેને નેતા બનાવવામાં આવે તો તે ભલે સારો કે નઠારો હોય, કાફિર હોય કે ફાસિક–ફાજિર, તેની તારીફ કરવાનું જરૂરી માનવામાં આવે છે. પ્રથમ તો દરેક મુસલમાન માટે આ જરૂરી છે કે તે અલ્લાહના સાલિહ બંદાઓને પોતાના પેશવા અને આગેવાન બનાવે, તેમની સાથે ચાલે અને તેમનું નિરીક્ષણ પણ કરતા રહે કે શરીઅત અનુસાર તેઓ કેટલા વર્તી રહ્યા છે. કાફિરો અને ફાસિકોને પોતાના પેશવા બનાવવા ગુનાહિત કૃત્ય છે. વળી, તેમની ખોટી તારીફ અને વાહવાહ એ તો ગુનાહિત બાબત છે. ચૂંટણી સમયે તો પોતાના નેતાને પોતાની જમાઅત પાસેથી ટેકો–સહકાર અપાવવામાં આવે છે અને તેમની જૂઠી તારીફના પુલ બાંધવામાં આવે છે. સામેવાળો ગમે એટલો નેક–સાલિહ હોય છતાં સામેવાળાઓમાં તેની ગીબતો અને તેના ઉપર આક્ષેપ મૂકવામાં આવે છે અને તેમણે ન આચરેલા ગુનાહ પણ તેમના ઉપર થોપવામાં આવે છે. આમ વિચારવામાં નથી આવતું કે ખોટી તારીફો અને ખોટી ટીકાઓનું પરિણામ આખિરતમાં કેવું આવવાનું છે. આ દુનિયા માટે પોતાની આખિરત શા માટે બરબાદ કરવામાં આવે છે ? આ વિચારવા જેવી બાબત છે.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે :

"કિયામતના દિવસે ખરાબમાં ખરાબ સ્થિતિ એવા માણસની હશે, જેણે બીજાની દુનિયાના લઈને (ખોટી તારીફ કરીને) પોતાની આખિરત તબાહ કરી નાખી."

દરેક માણસે એકલાએ જ કબરમાં જવાનું છે, પોતાનો હિસાબ પોતે આપવાનો છે. મોત આવે એ પહેલાં પોતાનો હિસાબ પોતે કરી લેવાનો છે.

(૩૫)

## ખોટા અશઆર બોલવાની અને ગાવા-વગાડવાની મનાઇ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે માણસનું બાતિન (પેટ વગેરે) પીપ–પરુથી ભરાય જાય અને જઠર વગેરે ખરાબ બની જાય, આ વાત સારી છે એના કરતાં કે બાતિન (જઠર–પેટ) અશ્આરથી ભરાય જાય !

*(મિશ્કાતુલ મસાબીહ–૪૦૯, બુખારી, મુસ્લિમ)*

**વિવરણ** : આ હદીસમાં શે'ર બોલવાની કે ગાવાની મનાઈ ફરમાવવામાં આવી છે. કેટલાક શે'ર તેના અર્થ અને મતલબની રૂએ સારા પણ હોય છે અને બૂરા–ખોટા પણ હોય છે. ખોટા અને અર્થહીન શે'ર પઢવાની મનાઈ છે તેની પરવાનગી નથી. વળી, શે'રમાં જૂઠ અને અતિશયોક્તિ હોય તેવા શે'ર પઢવાની પણ રજા નથી. જૂઠી તારીફ–પ્રશંસા હોય, ટીકા કે ગીબત સમાયેલ હોય, જહાલત–અજ્ઞાન અને જાહિલિય્યત–અજ્ઞાનતાની જેમાં તરફેણ હોય એવા અશ્આર પઢવા–લખવાની કે કહેવાની અને સાંભળવાની મનાઈ છે. જેમાં કુફ્ર અને શિર્ક સમાયેલ હોય એવા અશ્આર કહેવાની, વાંચવાની, લખવાની કે સાંભળવાની મનાઈ છે. એટલું જ નહીં, તેમાં ગુનાહ સમાયેલ છે. ખાસ કરીને આવા અશ્આરમાં જ માણસના નફસને રસ પડતો હોય છે. મજા આવતી હોય છે. વળી, તેની સાથે વાજા, બેન્ડ અને ઢોલક કે વાજિંત્ર હોય તો તેનો ગુનાહ બેવડાઈ જાય છે. જે અશ્આર સારા હોય તેને પઢવાની કે જીભ ઉપર લાવવાની ઈજાઝત છે, પરંતુ તેની સાથે વાજિંત્ર જોડવું અને તેને ગાવું તથા હાર્મોનિયમ અને ઢોલક સાથે કરવું એ તો ગુનાહનું કામ છે.

સખત દુ:ખની વાત છે કે સ્કૂલો અને કૉલેજોમાં વાજિંત્ર માટે અને સંગીત માટે વખત ફાળવવામાં આવે છે. ગાવા માટે–વગાડવા માટે અને નાચગાન શીખવવા માટે જુદા પિરિયડ ફાળવવામાં આવે છે. ઘણી જગ્યાએ તો આ પિરિયડ–તાસને જરૂરી અને ફરજિયાત બનાવવામાં આવે છે અને તેને આધુનિકતા તરીકે ઓળખાવવામાં આવે છે. આ બેહૂદગી અને બદકૃત્યને સંગીત વિદ્યાનું નામ આપવામાં આવે છે. અલ્લાહુ અકબર ! નબીએ પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઉમ્મતની આવી જહાલતભરી હરકતો ? ! વળી, ઉપરથી શરીફ હોવાનો દાવો ? ! અહલે દીન અને અહલે હક વિચારે કે આવી હાલત હોવા છતાં પોતાને કયા મોઢે રહમતે આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે મુહબ્બત હોવાનો દાવો કરાય છે ? હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તો ફરમાવે છે કે મારા રબે મને વાજા–ગાજાની વસ્તુઓનો નાશ કરવાનો હુકમ આપ્યો છે. *(મિશ્કાતુલ મસાબીહ–૩૧૮)*

જ્યારે નાલાયક એવા ઉમ્મતી ગાવા–વગાડવાને અને સંગીતનાં સાધનોને પોતાના જીવનનો ભાગ બનાવી લે એમાં ક્યાંની શોભા છે એ વિશે પૂરતો વિચાર કરી લે. હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે ગાવું દિલમાં નિફાક પેદા કરે છે, જેવી રીતે કે પાણી ખેતીને પેદા કરે છે.

## રેડિયો, ટી.વી. અને ટેપ રેકર્ડરનાં નુકસાન :

અફસોસ છે કે જે હુકૂમતો મુસલમાનોના હાથમાં છે, તે રેડિયો, ટી.વી. અને વાજિંત્ર વગાડવાના પ્રોગ્રામો ખાસ કરીને નિયમિત રીતે પેશ કરે છે, ટી.વી. ઉપર નાચગાન પણ દેખાડે છે. મુસલમાન હાકિમોની તો આ જવાબદારી છે કે તેઓ પોતાની પ્રજાને આવી બીભત્સતા અને નુકસાનકારક વસ્તુઓથી રોકે, ન કે પોતે શરીઅત વિરુદ્ધના આવા પ્રોગ્રામોનું પ્રસારણ કરે અને ઉમ્મતની આવનારી નસલોને બગાડવાનું કાર્ય કરે. ટી.વી.એ તો દરેકને નગ્નતાનું કેન્દ્ર બનાવી મૂકેલ છે. નાના–મોટા સૌ ભેગા મળી બેશરમીભર્યા કાર્યક્રમો નિહાળે છે અને મજા માણે છે. ટી.વી.માં વળી તસવીરો આવે છે. આથી તેનો તો સારી વાતો જોવા ઉપયોગ કરવોય યોગ્ય નથી.



લોકોએ ગાવા–વગાડવાને પોતાના જીવનનું એવું અંગ બનાવી લીધેલ છે કે જમતા હોય તોય તેને સાંભળે છે, અવરતો જમણ બનાવી રહેલ છે અથવા બીજા કશા કામમાં છે તોય રેડિયો ચાલુ રાખે છે અથવા ટેપ રેકર્ડર ચાલુ રાખે છે. શયતાને જ બધો કાબૂ મેળવી લીધેલો છે. આથી નેકી તરફ દિલ લાગતું નથી. બસ, અલ્લાહ જ સમજ આપે અને હિદાયતથી નવાઝે, આમીન ! બસમાં સફર કરીએ તો ગાયન કાને પડે, ટેક્ષીમાં બેસો તોય ગાયન સાંભળવું પડે. એક સાચા મુસલમાન માટે તો મુસાફરી મુસીબત બની બેઠી છે. કૉલેજોમાંય નાંચગાન જોવા મળે છે. અહિં મસ્જિદ માટે કે સારા અખ્લાક માટેની વ્યવસ્થા થતી જોવા મળતી નથી, પરંતુ ગાવા–વગાડવાની વ્યવસ્થા અવશ્ય કરવામાં આવે છે. આમાં મુસલમાનોય ફસાયેલા છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓ ઈસ્લામનો દાવો કરે છે અને મુસલમાન હોવામાં ગર્વ અનુભવે છે.

ઈશ્કભર્યા ગાયનો અને ગઝલોએ, નૉવેલો અને અફસાનાઓએ કોમ અને નસલોને તબાહ કરી મૂક્યાં છે. કુટુંબના વડાઓય આમ બનવાથી જાણે રાજી થઈ રહ્યા છે. ઈન્ના લિલ્લાહિ.....

શે'રમાં સારી ભલી વાતો પણ કહી શકાય છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે કેટલાક શે'ર હિકમતવાળા પણ હોય છે *(બુખારી)*. અને ખરાબ વાતો પણ અશ્આરમાં કહી શકાય છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસમાં અશ્આરની વાત નીકળી તો આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યું કે શે'ર કલામ છે. સારું એ સારું જ છે અને ખોટું એ ખોટું જ છે. *(મિશ્કાત)*

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પણ અશ્આર પઢવું અને સાંભળવું સાબિત છે, પરંતુ મઝાદાર અને દાદને પાત્ર એવા જ અશ્આરને સમજવામાં આવે છે કે જેમાં જૂઠ અને અતિશયોક્તિ હોય. અલ્લાહ જલ્લ શાનુહૂએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે શાયર હોવું પસંદ ફરમાવ્યું નહિ. સૂરએ યાસીનમાં ઈરશાદ છે : **વમા અલ્લમ્નાહુ શિશઅ્ર વમા યમ્બગી લહૂ** એટલે કે અમે આપને શાયરોનો ઈલ્મ આપ્યો નથી અને તે આપને શોભે તેમ પણ નથી.

કારણ કે શાયરી ફક્ત એટલી વાતને જ નથી કહેતા. વજન મુજબ કોઈની જીભેથી આપોઆપ અશ્આર નીકળતા જ જાય, બલકે શાયરી જે વસ્તુનું નામ છે તેમાં વજન અનુસારના શે'ર હોવા સાથે બીજી બાબતો પણ જરૂરી બની જાય છે, જેમાં સૌથી મોટી વસ્તુ તો જૂઠ અને અતિશયોક્તિ છે. આરિફ ગંજવી આ બાબતમાં ફરમાવે છે :

**દર શિઅર મપેચ વ દર ફન્ને ઉ**
**ચૂં અકઝબે ઉસ્ત અહસને ઉ**

આ જૂઠને દુનિયાની કલ્પના અને શાયરીનો નાઝૂક ખ્યાલ કહેવામાં આવે છે. જ્યાં સુધી શાયર જમીન–આસમાનને એકત્ર ન કરી દે અને આડીઅવળી સરખામણીઓ ન ઉપયોગી લે ત્યાં સુધી તેને શાયર કહેવામાં જ નથી આવતો.

અલ્લાહ પાકના કલામમાં શાયરો અને તેમની પાછળ ચાલનારાઓની ટીકા કરતાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો છે કે :

"અને શાયરોના માર્ગે તો માર્ગ વિનાના લોકો જ ચાલ્યા કરે છે. શું તમે નથી જાણતા કે એવા લોકો મેદાનમાં હેરાન–પરેશાન ફર્યા કરતા હોય છે અને જીભેથી એવી વાતો કહે છે કે જે કરતા નથી. એવા બોલ બોલે છે જેનું તેઓ

પોતે પાલન કરતા નથી. હા, એ લોકો જેઓ ઈમાન લાવ્યા અને સારાં કામ કર્યાં અને સતત અલ્લાહનો ઝિક્ર કર્યો અને તેઓએ તેમના ઉપર ઝુલ્મ થયા પછી બદલો લીધો અને ટૂંકમાં જ તે લોકોને ખબર પડી જશે, જેઓએ ઝુલ્મ કરી રાખ્યો છે કે કેવી જગ્યાએ તેઓએ પાછા ફરવાનું છે."

આ આયતમાં જણાવવામાં આવેલ છે કે રાહ વિનાના લોકો શાયરોને અનુસરતા હોય છે અને આમ પણ ફરમાવ્યું કે શાયર દરેક ક્ષેત્રે હેરાન–પરેશાન ફરતા હોય છે, એટલે કે વિષયોની શોધમાં અને શાયરીમાં વિચારો કંડારવા કલ્પનાની દુનિયામાં આમતેમ વિહરતા હોય છે, માર્યા માર્યા ફરતા હોય છે. જ્યારે કોઈ નાદિર વિચાર દિમાગમાં આવી જાય છે તો તેને શાયરીમાં કંડારી લે છે. કોઈની તારીફ–પ્રશંસા કરી તો આસમાન ઉપર ચઢાવી દીધો અને કોઈની ટીકા કરી તો આખી દુનિયાના એબ તેનામાં એકત્ર કરી દેતા હોય છે, અસ્તિત્વને અસ્તિત્વ વિનાના સાબિત કરી દેતા હોય છે, હાજરને ગેરહાજર અને ગેરહાજરને હાજર સાબિત કરી દેવાનું તેઓ કામ કરતા હોય છે. આમ કરવાનો તેઓની શાયરીનો કરિશ્મો છે. જૂઠ, અતિશયોક્તિ, અર્થહીન સરખામણીઓ અપનાવતા હોય છે. જે જંગલમાં, જે ક્ષેત્રમાં ગયા ત્યાં મોઢું ફેરવીને જોતા જ નથી હોતા અને આગળ ચાલ્યા જ જતા હોય છે. આ હાલત આવા લોકોની છે. તેમનું કલામ સાંભળો–વાંચો તો આમ લાગશે કે ઘણાં મોટા સૂફી–સાફી છે અને મુલાકાત કરો તો ઘણાં મોટા રિન્દ અને ફાસિક જેવા લાગશે. તેમના શે'ર પઢો તો આમ લાગશે કે મોટા બહાદુર છે અને મુલાકાત કરશો તો સમજાશે કે તેમના જેવા બીજા કોઈ બુઝદિલ કે ડરપોક નથી.

આ પછી સારા શાયરોની ઓળખમાં ફરમાવ્યું કે શાયરોમાં જે લોકો ઈમાન લઈ આવ્યા અને સાલિહ અમલો અપનાવ્યા અને મઝલૂમ બન્યા પછી સામનો કર્યો, એટલે કે અશ્આરમાં ઘણો ઝિક્ર કર્યો અને કુફ્ર તથા ગુનાહની બુરાઈ વર્ણવી અથવા કાફિરોએ ઈસ્લામની જે ટીકાઓ કરી તેની હદમાં રહી જવાબ આપ્યા. આવા અશ્આર બૂરા નથી.

હદીસ શરીફમાં આમ જે ફરમાવવામાં આવ્યું કે માણસનું બાતિન (પેટ–જઠર વગેરે) પીપથી ભરાઈ જાય, જેનાથી જઠર વગેરે ખરાબ બની જાય તો આમ થવું એના કરતાં ઉત્તમ છે કે તેનું બાતિન શે'રોથી ભરાઈ જાય. આમ કહેવાનું તાત્પર્ય બૂરા અશ્આર માટે છે, જેમાં કુફ્રની વાતો હોય. કાફિરો અને ફાસિકોની તારીફ–વાહવાહ હોય. ગુનાહ અને ગુનાહિત વસ્તુઓની તારીફ

હોય. ઈશ્કભરી ગઝલો હોય કે જે ગુનાહો તરફ પ્રેરતી હોય, ઉશ્કેરતી હોય. સામાન્ય રીતે આવા જ અશઆર પસંદ કરાતા હોય છે અને દાદ મેળવતા હોય છે. આથી આવા જ અશઆરની (ઈસ્લામમાં) ટીકા કરવામાં આવી છે.

(૩૬)

## કિયામતના દિવસે મુફલિસ કોણ હશે ?

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વેળા હઝરાતે સહાબાને પૂછયું કે શું તમે જાણો છો કે મુફલિસ (ગરીબ) કોણ છે ? સહાબાએ અરજ કરી કે અમે તો જેની પાસે દિરહમ કે કશો માલ–સામાન ન હોય એવાને મુફલિસ સમજીએ છીએ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મારી ઉમ્મતમાં મુફલિસ તે છે કે જે કિયામતના દિને નમાઝ, રોઝા, ઝકાત લઈને આવશે અને (સાથે જ એવી હાલતમાં) આવશે કે કોઈને ગાળો ભાંડી હશે, કોઈના ઉપર તોહમત મૂકી હશે, કોઈનો માલ હજમ કર્યો હશે, બીજાનું ખૂન વહાવ્યું હશે અને કોઈને માર્યો હશે તો તેના બદલામાં (તેની) નેકીઓ સામેવાળાને આપી દેવામાં આવશે. જો તેની બધી નેકીઓ લોકોના હકો પૂરા કરવામાં ખર્ચાઈ જશે તો તેના ઉપર સામેવાળાના ગુનાહ લાદી દેવામાં આવશે. (આમ હકો અદા કરવામાં નેકીઓ તો પૂરી થઈ ગઈ હશે. ઊલટું, હકદારોના ગુનાહ તેના શિરે લદાશે) આ પછી તેને દોઝખમાં નાખી દેવામાં આવશે. *(મિશ્કાત : ૪૩૫, મુસ્લિમ)*

**વિવરણ** : હઝરત અબૂ હુરયરહ (રદિ.) આ રિવાયત પણ ફરમાવે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જેણે પોતાના ભાઈ ઉપર કોઈ પ્રકારનો ઝુલ્મ કર્યો હશે અથવા કોઈ રીતે અતિશયોક્તિ કરીને (દાખલા તરીકે કર્ઝ દબાવી અથવા બેઆબરૂ કરીને) તેને હેરાન કર્યો હોય તો આજે તેને હલાલ કરી લે (એટલે કે અદા કરીને અથવા માફી માંગીને જવાબદારીથી મુક્ત થઈ જાય), એ (કિયામતનો) દિવસ આવે એ પહેલાં કે જ્યારે દીનાર કે દિરહમ હશે જ નહિ (નેકીઓ તથા બુરાઈઓ વડે લેવડ–દેવડ થશે). દાખલા તરીકે ઝુલ્મ કે અતિશયોક્તિ કરનારની નેકીઓ હશે તો તેના ગુનાહના પ્રમાણમાં નેકીઓ સામેવાળાને આપી દેવામાં આવશે. આમ છતાંય

બદલો આપવાનું બાકી રહેશે તો સામેવાળા મઝલૂમના ગુનાહ એવા માણસ ઉપર લાદી દેવામાં આવશે. *(બુખારી)*

આ હદીસોથી ફલિત થાય છે કે ઝુલ્મના ઘણા પ્રકાર છે. કેટલાક લોકો માલ દબાવી લેવાને અથવા મારપીટ કરવાને ઝુલ્મ તથા અતિશયોક્તિ સમજે છે, પરંતુ ગાળો આપવી, ગીબત કરવી–સાંભળવી, તોહમત મૂકવી, ધાકધમકી આપવી, ધુત્કારવાના કે બદનામ કરવાના કૃત્યને ઝુલ્મ ગણતા નથી. નાજાઇઝ રીતે માલ હજમ કરી જવો એ ઝુલ્મ છે. એ જ રીતે ઉપરોક્ત કામો કે ગુનાહ એ પણ ઝુલ્મ જ છે. ઉપરોક્ત હદીસોમાં સાફ જણાવવામાં આવ્યું છે કે મોટી મોટી નેકીઓ સાથે લઇને આવનાર કિયામતના દિવસે એટલા માટે મુફલિસ બની જશે કે ઝુલ્મના બદલામાં તેની નેકીઓ મઝલૂમને આપી દેવામાં આવશે. આમ છતાંય ઝુલ્મનો બદલો ચૂકવવાનો બાકી રહી જશે તો મઝલૂમના ગુનાહ ઝુલ્મ કરનારના શિરે લાદી દઇને ન્યાય કરવામાં આવશે. ગાળ આપવી, આક્ષેપ મૂકવો એને પણ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઝુલ્મ ગણાવેલ છે. આ બંને પણ જીભના જ ગુનાહ છે. નાજાઇઝ રીતે માલ ખાવો; ખૂન કરવું, મારપીટ કરવી એ ગુનાહ પણ મઝાલિમની યાદીમાં આવી જાય છે. આ ગુનાહ જીભ સિવાય શરીરના બીજા અંગોથી થતા હોય છે. કેટલીક વેળા જીભની પણ તેમાં દખલગીરી હોય છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈરશાદ ફરમાવે છે તેમ જેણે પણ આ રીતે અથવા અન્ય રીતે કોઈના ઉપર ઝુલ્મ કર્યો હોય તો આજે જ દુનિયામાં તેને હલાલ કરી લે, કારણ કે કિયામતના દિવસે હક્કોની અદાયગીનો મામલો ઘણો સખત હશે, ત્યાં બદલો ચૂકવવા માટે રૂપિયા–પૈસા કે માલ તો હશે નહિ, આથી નેકીઓ તથા ગુનાહોથી લેવડદેવડ થશે. નેકીઓ પૂરી થઇ જશે તો મઝલૂમ કે હક્કદારના ગુનાહ પોતાના શિરે લેવા પડશે. આ પછી પોતાના તથા બીજાઓના ગુનાહનું ભાથું લઇને દોઝખમાં જવું પડશે. આ કાંઇ સમજદારીની કે ડહાપણભરી વાત નથી કે આપણી નેકીઓ બીજાને આપી દેવામાં આવે, ઉપરથી બીજાઓના ગુનાહ આપણા ખાતામાં જમા લઇ લેવામાં આવે. આથી દરેક માણસ આ દુનિયામાં જ પોતાનો હિસાબ પતાવી લે. જેઓ મઝલૂમ છે તેમના હક અદા કરવાની આ દુનિયામાં જ ફિકર કરી લે. કોઇના હક દબાવ્યા હોય તો તે અદા કરી દે. કોઇને માર્યો હોય, ધાકધમકી આપી હોય અથવા કોઇપણ રીતે કોઇને બેઆબરૂ બનાવ્યો હોય, તોહમત મૂકી હોય, ગીબત કરી હોય કે સાંભળી હોય–એ બધા જ ઝુલ્મ સમા

ગુનાહ બદલ માફી માંગી લે. આમ, કોઈના ઉપર ઝુલ્મ કરી દિલ દુભાવ્યું હોય તો તેને સત્વરે રાજી કરી લે.

(૩૭)

## પોતાનાં જાન અને માલ માટે બદદુઆ ન કરો

(૩૯) હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે પોતાનાં જાન, ઔલાદ અને માલ માટે બદદુઆ ન કરો, ક્યાંક આમ બનવા ન પામે કે કોઈ મકબૂલિયતની પળોમાં અલ્લાહ જલ્લ શાનુહૂથી બદદુઆ કરી બેસો અને તે (પાક પરવરદિગાર) તમારી દુઆ કબૂલ ફરમાવી લે. *(મિશ્કાત : ૨૧૪, મુસ્લિમ)*

**વિવરણ** : દુઆ ઘણી મોટી વસ્તુ છે. એક હદીસમાં આમ ફરમાવવામાં આવ્યું છે કે દુઆ ઈબાદતનું તત્ત્વ છે. વળી, આમ પણ ફરમાવ્યું છે કે દુઆથી વધીને અલ્લાહ પાસે કોઈ અમલ (ઉત્તમ) નથી. વળી, આમ પણ ફરમાવ્યું કે જે શખ્સ અલ્લાહ જલ્લ શાનુહૂથી સવાલ (દુઆ) નથી કરતો તેના ઉપર અલ્લાહ જલ્લ શાનુહૂ ગુસ્સે થાય છે. *(મિશ્કાત)*

સ્પષ્ટ છે કે જે વસ્તુ આટલી બધી મોટી છે તેના આદાબ પણ હશે અને આ આદાબ પણ રહમતુલ લિલ આલમીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસેથી જ આપણને જાણવા મળે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જ બંદાઓને અલ્લાહથી જોડયા અને ગાફિલોને અલ્લાહથી લય લગાવવા તરફ લગાડયા. દુઆની ફઝીલત બતાવી અને તેના તરીકા સમજાવ્યા અને આદાબ બતાવ્યા. આ હદીસમાં એક ખાસ નસીહત ફરમાવવામાં આવી છે કે હંમેશા દુઆ ખૈરની જ કરવી જોઈએ. દુઃખ, તકલીફ અને બુરાઈની દુઆ ક્યારેય માંગવામાં ન આવે અથવા પોતાની ઔલાદ માટે અને જાનમાલ માટે બદદુઆના શબ્દો જીભેથી કદાપિ ન ઉચ્ચારે. ખાસ કરીને ઔરતોએ આ નસીહત તરફ વધુ ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂરત છે. કોસવા–પીટવાની તેણીઓમાં આદત હોય છે. આમ કરવામાં તેમની જીભ વધારે ચાલતી હોય છે. વાત વાતમાં શૌહરને, બાળકોને, જાનવરને અહિં સુધી કે ઘરની દરેક વસ્તુને પોતાની દુઆનું નિશાન બનાવતી રહે છે. જ્યાં કોઈ બાળકે કશી શરારત કરી છે તો ફટ દઈને કહે છે કે મૂઆ તારું નખ્ખોદ જાય! વાત વાતમાં કોઈને ઉચ્છેદ

જાય એમ કહી દે છે, કોઈને અલ્લાહનો માર પડે એમ કહી દે છે, કોઈને પ્લેગ થાય અને કોઈને રંડાપો આવે આમ કહી દે છે. કોઈ સામે જોવામાં ન આવે તો સામે બકરી આવતાં તેને પણ ભાંડવા મંડી પડે છે. મરઘી આવે તો તેનોય નાશ થાય એવો બકવાસ કરે છે. કપડામાં આગ લાગવાની બદદુઆ કરવા મંડી પડે છે. ફટ દઈને બેટાને મરવાનું કહી દે છે, બેટીને કહી દે છે કે તારું બૂરું થાય વગેરે લવારા કરવા મંડી પડે છે. આમ તેની અંકુશ વિનાની ઝબાન ચાલતી જ રહે છે. કોસવા–પીટવાનો અને બદદુઆનો ઢગલો કરી દે છે. તેણી આમ નથી વિચારતી કે ક્યાંક અલ્લાહ તઆલાને ત્યાં તેની આ બદદુઆ કબૂલ થઈ જશે, કોઈ બાળક મરણ પામી જશે, માલને આગ લાગી જશે અથવા કશુંક નુકસાન થઈ જશે તો શું થશે ? કેટલીક વેળા આમ પણ બને છે કે મકબૂલિયતની ઘડીઓમાં બદદુઆના શબ્દો મોઢામાંથી નીકળી જાય છે અને આ દુઆ કબૂલ પણ થઈ જતી હોય છે. આ પછી કશુંક નુકસાન થઈ જાય છે તો રડવા–કુટવા બેસી જાય છે. આમ નથી સમજતી કે આ તો તેના કકળાટ કે બદદુઆનું જ પરિણામ છે. હવે રડવાથી શો ફાયદો છે. અલ્લાહ પાસેથી જે માંગ્યું હતું તે તો મળી ગયું. પહેલાં જીભ ઉપર કાબૂ શા માટે ન રાખ્યો ? ઘણા મરદ પણ આવી જહાલતભરી હરકતો કરતા હોય છે કે વગર વિચાર્યે પોતાના માટે, અવલાદ માટે અથવા કારોબાર માટે બદદુઆના શબ્દો જીભેથી ઉચ્ચારવા મંડી પડે છે. મરદ હોય કે ઔરત બંનેને આ હદીસમાં આમ કરવા સામે ચેતવણી ઉચ્ચારવામાં આવી છે કે પોતાના માટે અથવા પોતાના જાન–માલ માટે આવી બદદુઆ ન કરો. જ્યારે અલ્લાહ જલ્લ શાનુહૂથી માંગવું જ છે તો પછી મુસીબત, નુકસાન અને મૌત માટેની દુઆ શા માટે માંગવી ? નફા અને ભલાઈની દુઆ શા માટે ન માંગવી ? મોતના બદલે ઉંમરના વધારાની અને આફિયતની દુઆ શા માટે ન માંગીએ ?

કેટલાક લોકો તકલીફ અને મુસીબત વેળા મોતની દુઆ માંગતા હોય છે. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આમ કરવાની પણ મનાઈ ફરમાવી છે. ઈરશાદ છે :

**તમારા પૈકી કોઈ શખ્સ કદાપિ કોઈ તકલીફના લઈને મૌતની તમન્ના ન કરે. ઘણા મજબૂર હોય તો અને દુઆ કરવા જ ચાહે તો આ દુઆ કરે કે યા અલ્લાહ ! જ્યાં સુધી મારા માટે જિંદગી બેહતર છે (ત્યાં સુધી) મને જીવતો રાખ અને જ્યારે મારા માટે મૌત બેહતર હોય ત્યારે મને મૌત આપી દેજો.** *(મિશ્કાત : ૧૩૯)*

ઘણી ઔરતો પોતાની જહાલતના પ્રતાપે મૌતની દુઆ કરવા લાગી જાય છે અને અલ્લાહ પાકની શાનમાં બેઅદબી પણ કરતી હોય છે. દાખલા તરીકે આમ પણ બકી દેતી હોય છે કે તું મને શા માટે ઉઠાવી નથી લેતો, તારી દોઝખમાં મારા માટેય જગ્યા નથી ? આ બધી જહાલતની વાતો છે. બદદુઆ અને કોસવું–પીટવું પણ માણસના સ્વભાવમાં દાખલ છે અને જીભની ટેવોમાં તેની ગણતરી છે. આથી આ હદીસ અમે આ હદીસમાં નકલ કરી છે.

અલ્લાહ જલ્લ શાનુહૂ નફો પણ આપી શકે છે અને નુકસાન પણ પહોંચાડી શકે છે. મૌત પણ આપી શકે છે અને જીવન પણ. સર્વશક્તિમાન અલ્લાહથી માંગવું જ છે તો પછી બદહાલી, નુકસાન અને બુરાઈની દુઆ શા માટે માંગવી ? તેનાથી તો સદા ખૈરની જ દુઆ માંગવી. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક સહાબીની બીમારપુર્સી માટે તશરીફ લઈ ગયા, જે ઘણા કમઝોર બની ચૂક્યા હતા. કમઝોરીના લઈને ચૂઝાની જેમ દેખાય રહ્યા હતા. તેમની આવી હાલત જોઈને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું કે તમે અલ્લાહ તઆલાથી કોઈ વસ્તુની દુઆ કરતા રહ્યા છો અથવા કોઈ વાતનો સવાલ કરતા રહ્યા છો ? તેઓએ અરજ કરી કે હા, હું આ દુઆ કરતો હતો કે હે અલ્લાહ ! આપ મને આખિરતમાં જે સજા આપવાના છો એ આ દુનિયામાં જ આપી દેજો. આ સાંભળી આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યું કે સુબ્હાનલ્લાહ, તમારામાં આ (અઝાબ સહન કરવાની) તાકાત નથી. તમે આ દુઆ કેમ ન માંગી કે :

યા અલ્લાહ ! અમને દુનિયામાં પણ ભલાઈ આપ અને આખિરતમાં પણ ભલાઈ આપ (એટલે કે બંને દુનિયામાં સારી હાલતમાં રાખ) અને અમને દોઝખના અઝાબથી બચાવજે.

આ હદીસના રિવાયતકર્તા હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે આ સજ્જને પછી આ જ દુઆ કરી તો અલ્લાહ જલ્લ શાનુહૂએ શિફા આપી દીધી *(મુસ્લિમ શરીફ)*. આ હદીસ ઉપરથી જણાય છે કે દુઆ સમજી–વિચારીને માંગવી જોઈએ. દુઆ દુઃખ–તકલીફની કદાપિ ન માંગે. અલ્લાહથી સદા ખૈરનો જ સવાલ કરે એટલે કે ભલાઈ જ માંગે.

જે સહાબીનું ઉપર વર્ણન થયું તેઓને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ દુઆ તાલીમ ફરમાવી :

**અલ્લાહુમ્મ રબ્બના આતિના ફિદ્દુન્યા હ-સ-ન-તંવ્ વ ફિલ્ આખિ-રતિ હ-સ-ન-તંવ્ વ કિના અઝાબન્નાર.**

આ દુઆ ઘણી જામિઅ (સર્વગ્રાહી) છે. તેમાં દુનિયા અને આખિરતની દરેક ભલાઈનો સમાવેશ થઈ જાય છે. હઝરત અનસ (રદિ.) બયાન ફરમાવે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મોટા ભાગે આ દુઆ માંગ્યા કરતા હતા. *(બુખારી, મુસ્લિમ)*

કુર્આને મજીદમાં પણ આ દુઆની પ્રેરણા આવી છે. આપણે પણ આ દુઆ માંગતા રહેવું જોઈએ. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જામિઅ દુઆઓ પસંદ હતી. જામિઅ દુઆથી મુરાદ તે દુઆ છે, જેમાં દુનિયા અને આખિરતની બધી હાજતો અથવા ઘણી ખરી હાજતોનો સવાલ હોય. તેમાં શબ્દો ઓછા હોય, પણ અર્થસભર હોય. આ જ જામિઅ દુઆમાં આફિયતની દુઆ પણ હોય. હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) (એક વેળા) મિમ્બર ઉપર તશરીફ લઈ ગયા. પછી (એ સમયના કેટલાક બાહ્ય કે આંતરિક સંજોગો અને કારણોના લઈને) રડવા માંડયા અને એ પછી ફરમાવ્યું : હે લોકો ! અલ્લાહ જલ્લ શાનુહૂથી માફી અને આફિયતનો સવાલ કરો, કારણ કે કોઈ શખ્સને ઈમાનની દોલત પછી આફિયતથી વધીને બીજી કોઈ વસ્તુ નથી મળી.

આફિયત ઘણો જામિઅ (સર્વગ્રાહી) શબ્દ છે. સિહ્હત, તંદુરસ્તી, સલામતી, આરામ, ચેન, સુકૂન, સુખશાંતિ એ બધાંનો તેમાં સમાવેશ છે. આફિયતની દુઆ વધારે માંગવી જોઈએ. દુનિયા અને આખિરતમાં આફિયત નસીબ થવાની દુઆ કરતાં રહેવું જોઈએ. આ શબ્દો યાદ કરી લેવામાં આવે તો બેહતર છે :

**અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુ-કલ્ આફિય-ત વલ્મુઆફા-ત ફિદ્દુન્યા વલ્આખિરહ.**

એટલે કે હે અલ્લાહ ! હું આપથી આફિયત અને માફીનો સવાલ કરું છું, દુનિયા અને આખિરતમાં.

એક હદીસમાં ઇરશાદ છે કે :

અલ્લાહ જલ્લ શાનુહૂથી કોઈ બંદાએ એવો સવાલ નથી કર્યો કે જે

અલ્લાહના નજીક આફિયતના સવાલથી વધુ મહબૂબ હોય. *(મુસ્તદરક, હાકિમ)*

(૩૮)

# ખોટો મસ્અલહ અને ખોટો મશ્વેરો આપવાનો વબાલ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જેણે ઈલ્મ–જાણકારી વિના ફતવો આપી દીધો (અને સાંભળનારે તેના ઉપર અમલ કરીને ખોટું કામ કર્યું) તો તેનો ગુનાહ તેના (ફતવો આપનાર) ઉપર હશે. જેણે કોઈ કામ સંબંધી પોતાના ભાઈને એવો મશ્વેરો દીધો, જેના સંબંધી તે (સારી પેઠે) જાણે છે કે બેહતરી–ભલાઈ તો આ સિવાયના બીજા મશ્વેરામાં સમાયેલી છે તો તેણે પોતાના ભાઈ સાથે ખયાનત આચરી. *(મિશ્કાતુલ મસાબીહ : ૩૫, અબૂ દાવૂદ)*

**વિવરણ** : આ હદીસે પાકમાં ઈલ્મ વિના (પૂરતી જાણકારી વિના) મસ્અલહ બતાવવાની વઈદ બયાન ફરમાવવામાં આવી છે. ચેતવણી આપવામાં આવી છે. પ્રથમ તો મસ્અલહ જાણવા માંગતી વ્યક્તિના શિરે આ જરૂરી છે કે તે દરેક દાઢીવાળાને જોઈને તેને આલિમ અને મુફતી ન સમજી બેસે, બલકે જેમના વિશે ઈલ્મવાળા અને તકવાવાળા ગવાહી આપતા હોય કે તે આલિમ અને મુફતી છે તો એવા શખ્સ પાસેથી મસ્અલહ જાણે. જેમની પાસે ઈલ્મ નથી તેમને પૂછવામાં ન આવે. જેમને પૂછવામાં આવે તેમના ઉપર આ જરૂરી છે કે જો મસ્અલહ ન જાણતા હોય તો સ્પષ્ટ કહી દે કે મને ખબર નથી. અટકળ કે ગુમાન–ધારણાથી કદાપિ ન બતાવે. ચોક્કસ જાણકારી હોય તો જ બતાવે. જો ખોટો મસ્અલહ બતાવી દીધો અને જાણવા માંગનારે અથવા સાંભળનારે તેના ઉપર અમલ કર્યો તો તેનો ગુનાહ બતાવનારના શિરે જ રહેશે. જ્યાં સુધી તે તેના ઉપર અમલ કરતો રહેશે અને સાંભળી બીજાને બતાવતો રહેશે તો તેનોય ગુનાહ અને વબાલ મૂળ ફતવો બતાવનારને જ લાગુ પડશે.

### ફતવો આપવામાં સાવચેતીની જરૂરત :

આજના સમયમાં લોકો મસ્અલા બતાવવામાં જવાબદારી નથી સમજતા. જ્યાં એક–બે કિતાબ પઢી લીધી, મસાઈલનો દરિયો વહાવવા મંડી પડે છે. જો

કોઇ મોટા આલિમ અને મુફતીની પાસે કોઇ સાઇલ (પ્રશ્નાર્થી) મસ્અલહ પૂછવા પહોંચી જાય છે તો આલિમ અને મુફતી વિચારણામાં પડી જાય છે (એટલે કે તે પ્રત્યે પૂરતી સભાનતા તથા ચોકસાઇ રાખે છે.) જ્યારે મજલિસમાં બેઠેલા નીમ મુલ્લા તો બતાવીને તરત જ ખતમ પણ કરી દે છે. અત્યારે તો આ મુસીબત પણ સવાર થઇ છે કે ઉલમા સિવાય પશ્ચિમવાદી અરબી ભાષા જાણનારાઓ ફતવા આપવાને પોતાનું કામ સમજી બેઠા છે. તેઓ કુર્આન અને હદીસથી નાવાકેફ–અજાણ છે. આથી નફસ જે કાંઇ કહે છે અને યુરોપના માનસ સાથે જે વસ્તુ બંધ બેસે છે તેને ઇસ્લામી શરીઅત બનાવવાની નાપાક ચેષ્ટા કરતા હોય છે.

### હઝરત ઇબ્ને મસ્ઊદ (રદિ.)નો ઇરશાદ :

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું : હે લોકો ! જેમને ઇલ્મની વાતની જાણકારી હોય તેને જોઇએ કે બીજાને બતાવે અને જેમને જાણકારી ન હોય તે (સાફ) જણાવી દે કે મને ખબર નથી. અલ્લાહુ અઅ્લમ (એટલે કે અલ્લાહ વધુ જાણનાર છે), કારણ કે જે વાત વિશે જાણકારી નથી તેના વિશે આમ કહી દેવું કે મને તેના વિશે ઇલ્મ નથી તો આ પણ ઇલ્મની જ વાત છે. *(મિશ્કાતુલ મસાબીહ–૧૨)*

હઝરત સબઇ (રહ.)એ ફરમાવ્યું કે "લા અદરી" એટલે કે હું નથી જાણતો એ અડધો ઇલ્મ છે. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે આલિમની ઢાલ (બચાવ) "લા અદરી" છે.

હઝરત ઇબ્રાહીમ બિન અદહમ (રહ.) ફરમાવે છે કે શયતાનના માટે તે આલિમથી બીજી કોઇ વસ્તુ ભારે નથી કે જે ઇલ્મ સાથે બોલે છે અને ઇલ્મની રોશનીમાં ખામોશ બની જાય છે. આવા આલિમ સંબંધી શયતાન કહે છે કે તેમની ખામોશી તેમના બોલવા કરતાંય મારા માટે ભારરૂપ છે.

હઝરત ઇબ્રાહીમ તયમી (રહ.)થી જ્યારે કોઇ મસ્અલહ પૂછવામાં આવતો ત્યારે રડવા મંડી પડતા અને ફરમાવતા કે શું મારા સિવાય તમને બીજો કોઇ ન મળ્યો કે મારી પાસે આવવું પડયું ? *(ઇહયાઉલ ઉલૂમ–૧૨)*

### હુઝૂર (સલ.)નું વલણ :

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અઅલમુલ્અલાઇક હોવા

છતાંય જો કોઈ વાત ન જાણતા હોતા તો જવાબ આપવામાં થોભી જતા હતા. આ પછી વહી આવતાં જવાબ આપતા હતા. એક વેળા એક યહૂદીએ પૂછયું કે જમીનમાં બધી જગ્યાઓથી ઉત્તમ કઈ જગ્યા છે ? આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જિબ્રઈલ (અલૈ.) આવતાં સુધી થોભી જાવ (તેમનાથી પૂછીને બતાવીશ). પેલા યહૂદી ખામોશ રહ્યા અને (થોડીક વારમાં) હઝરત જિબ્રઈલ (અલૈ.) ખિદમતમાં હાજર થયા. આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ યહૂદીએ પૂછી હતી તે વાત હઝરત જિબ્રઈલને પૂછી. સવાલ સાંભળી તેમણે જવાબ આપ્યો કે હું આ વિષયમાં લાઈલ્મ–અજાણ છું. હું અલ્લાહ તબારક વ તઆલાને પૂછું છું. આ પછી હઝરત જિબ્રઈલ (અલૈ.) અલ્લાહ તઆલાથી પૂછીને હાજર થયા અને બતાવ્યું કે :

"સૌથી બૂરી જગ્યા બજાર છે અને સૌથી બેહતર જગ્યા મસ્જિદ છે."

*(મિશ્કાતુલ્મસાબીહ)*

**સહાબા (રદિ.)ની સાવચેતી :**

હઝરાતે સહાબએ કિરામ (રદિ.) ફતવો આપવામાં ઘણી સાવચેતી–સંભાળ લેતા હતા. હઝરત અબ્દુર્રહમાન બિન અબી યઅલા તાબિઈનું વર્ણન છે કે મેં આ મસ્જિદમાં (એટલે કે મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં) એકસો વીસ જેટલા સહાબાને આ હાલતમાં નિહાળ્યા છે કે જ્યારે તેમાંથી કોઈની પાસે એકાદ હદીસ અથવા મસ્અલહ પૂછવા કોઈ આવતું તો તેઓ આમ ઈચ્છતા કે મારા કરતાં બીજા કોઈ ભાઈ પાસે જઈ પૂછત તો સારું રહેત.

એક રિવાયતમાં છે કે જ્યારે તેમનામાંથી કોઈને પૂછવામાં આવતું તો તેઓ સાઈલ–પૂછનારને બીજા પાસે મોકલી દેતા. બીજા–ત્રીજા પાસે અને ત્રીજા–ચોથા પાસે મોકલી દેતા. આમ સાઈલ બધે ફરી ફરીને પહેલા પાસે પહોંચી જતા.

હઝરત અનસ (રદિ.)થી જ્યારે પૂછવામાં આવતું ત્યારે ફરમાવતા કે અમારા સરદાર હઝરત હસન (બસરી)ને પૂછો અને જ્યારે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી મસ્અલહ પૂછવામાં આવતો ત્યારે ફરમાવતા કે હઝરત હારિસ બિન ઝૈદ (રદિ.) પાસે જઈને પૂછો. જ્યારે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી સવાલ પૂછવામાં આવતો ત્યારે ફરમાવતા કે હઝરત સઈદ બિન મુસય્યિબ (રદિ.)ને પૂછો.

ઈબ્ને હસીન પોતાના સમયમાં આલિમો સંબંધી ફરમાવે છે કે આ લોકો (કેટલાક એવા) મસાઈલમાં (એકલા) ફતવા આપી દે છે. જ્યારે હઝરત ઉમર ફારૂક (રદિ.)ને પૂછવામાં આવતું, તો આપ હઝરત અહલે બદ્રને એકત્ર કરીને તે સંબંધી પૂછતા. *(ઈહયાઉલ ઉલૂમ)*

(૩૯)

# ખામોશીની જરૂરત અને ફઝીલત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે શખ્સ અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર ઈમાન રાખે છે તેને જોઈએ કે પોતાના મહેમાનનું માન જાળવે અને જે શખ્સ અલ્લાહ ઉપર અને આખિરત ઉપર ઈમાન રાખતો હોય તેને જોઈએ કે પોતાના પાડોશીને તકલીફ ન આપે અને જે શખ્સ અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર ઈમાન ધરાવતો હોય તેને જોઈએ કે ખૈર–ભલાઈની વાત કરે અથવા ખામોશ રહે. *(બુખારી : ૨/૮૭૯)*

**વિવરણ** : આ હદીસમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણ વાતોનો હુકમ ફરમાવ્યો :

પ્રથમ આ કે મહેમાનનો ઈકરામ કરવામાં આવે.

બીજી વાત આ કે પાડોશીને તકલીફ–ઈજા ન દે.

ત્રીજી વાત આ કે ખૈર–ભલાઈની વાત કરે અથવા ખામોશ રહે.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે વિષય અપનાવ્યો, જે માર્ગ ગ્રહણ કર્યો તે મુઅમિનોના જીવન તરફ ધ્યાન દોરવા માટે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચાહતા તો આમ ફરમાવતા કે આવાં આવાં કામ કરો, પરંતુ તેને આ રીતે વર્ણન કર્યું કે જે શખ્સ અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર યકીન રાખતો હોય તેને જોઈએ કે આ રીતે કરે એટલે કે ઈમાનવાળાઓએ આ કામ કરવાનાં છે અને મુઅમિનના આ ખાસ ગુણો છે. જેના દિલમાં ઈમાન અને યકીનની માયામૂડી હશે તે પાડોશીના હક્કો જરૂર જાળવશે. પાડોશીને કશી તકલીફ–ઈજા પહોંચાડશે નહિ. મહેમાનનો ઈકરામ કરશે, તેમની આગતા–સ્વાગતા કરશે. વળી, જીભનો વ્યર્થ ઉપયોગ કરશે નહિ.

જીભ વ્યર્થ ચલાવશે નહિ. ખૈર–ભલાઈના શબ્દો જીભેથી ઉચ્ચારશે અથવા ખામોશ રહેશે. ખૈરના શબ્દોમાં અલ્લાહનો ઝિક્ર, તિલાવત, ઈસ્તિગફાર, દુરૂદ શરીફ, અમ્ર બિલ મઅરૂફ વ નહ્ય અનિલ મુન્કર અને દીની તાલીમ તથા તદરીસ–લેખન આ બધાનો જ સમાવેશ થઈ જાય છે. આ હદીસે પાકથી છે કે પ્રયત્ન આ જ કરવા જોઈએ કે જીભ ખૈર–ભલાઈના વાક્યો જ ઉચ્ચારે, પરંતુ કોઈ માણસમાં એટલી બધી હિંમત નથી કે ખૈરના શબ્દો જ જીભેથી કાઢતો રહે તો તેને જોઈએ કે આમ ન બની શકે તો ખામોશી–ચૂપકીદી અપનાવે. બોલવામાં ઘણાં ભયસ્થાનો છે. જ્યારે ખામોશીમાં સલામતી છે. તે ભયરહિત છે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) બયાન ફરમાવે છે : હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે મન સમત નજા–એટલે કે જેણે ખામોશી ધારણ કરી તેણે (ઘણી આફતો અને મુશ્કેલીઓથી) નજાત મેળવી. *(મિશ્કાત શરીફ)*

એક વેળા હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અબૂઝર (રદિ.)ને ઘણીખરી નસીહતો ફરમાવી. એમાં એક આ પણ હતી કે **અલયક બિસ્સમતિ ફઇન્નહૂ મતર વતુન લિશ્શયતાન, અવ્નુન્ લક અલા અમ્રિ દીનિક.** એટલે કે તમે લાંબી ખામોશી અપનાવો, કારણ કે તેના દ્વારા શયતાન ઝલીલ બનીને અળગો રહેશે અને આમ થવાથી તમારા દીની કામોમાં મદદ મળશે *(મિશ્કાત)*, કારણ કે શયતાન જીભ દ્વારા જ માણસ ઉપર વધુ કાબૂ મેળવતો હોય છે. જો કોઈએ ઝબાન બંધ રાખી તો શયતાનના પ્રહાર અને હુમલાથી ઘણો બધો સુરક્ષિત રહેશે અને દીની કામો અંજામ આપવામાં તેની અલ્લાહપાક તરફથી મદદ થતી રહેશે.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અબૂઝર (રદિ.)ને સંબોધી ફરમાવ્યું કે હું તમને કોઈ એવી વાત ન બતાવી દઉં, જેના ઉપર અમલ કરવું ઘણું હલકું અને આસાન છે અને અમલના ત્રાજવામાં તેનું વજન ઘણું ભારે છે. હઝરત અબૂઝર (રદિ.)એ અરજ કરી કે જરૂર ઈરશાદ ફરમાવો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આમાંની એક વસ્તુ તો લાંબી ખામોશી છે (એટલે કે શકય એટલું ચૂપ રહેવું). બીજી વસ્તુ છે સારા અખ્લાક. આ પછી ફરમાવ્યું કે કસમ છે એ પાક ઝાતની જેના કબજામાં મારા પ્રાણ છે, સમગ્ર માનવજાતે આ બે કામો

જેવો (લાભદાયક) અમલ નથી કર્યો. *(મિશ્કાત)*

આ બધી રિવાયતોથી ખામોશ રહેવાની ફઝીલત જણાય છે. હકીકતમાં આ ઘણો મોટો અમલ છે. બોલવાની આદત ન હશે તો દરેક જાતની બદકલામી–બીભત્સ વાત, ગીબત–નિંદા, તોહમત–આક્ષેપ અને વ્યર્થ વાતથી સુરક્ષિત રહેશે. જો જીભને નેક કામોમાં વાપરી શકતા ન હોઈએ તો ખામોશીને જ મજબૂતીથી વળગી રહે. ઘણા બુઝુર્ગોને બોલવાના લઈને અસંખ્ય વખત નદામત–પસ્તાવો થયો છે, પરંતુ ખામોશી ઉપર કદાપિ પસ્તાવો થયો નથી.

આપણે જે કાંઈ બોલીએ છીએ તે હવામાં નથી ઊડી જતું. તે લખવામાં આવે છે. કુર્આન મજીદમાં ફરમાવ્યું : **મા યલ્ફિઝુ મિન કવ્લિન્ ઇલ્લા લદયહિ રકીબુન્ અતીદ.** (માણસ) કોઈ શબ્દ જીભેથી ઉચ્ચારતો નથી, પરંતુ તેની દેખરેખ રાખનાર (લખનાર ફરિશ્તા) તેની પાસે તૈયાર છે.

જે કાંઈ બોલવામાં આવે છે તેનો હિસાબ–કિતાબ છે. લાભ–નુકસાન છે, દુનિયા અને આખિરતમાં જઝા અથવા સઝા છે. આથી ઘણી સંભાળ રાખીને જરૂરત અનુસાર વાતચીત કરે, નહિ તો ખામોશ રહે. સાવધાનીથી જે કાંઈ વાતચીત કરે તે જાઈઝ હોય. જીભને નેકી તરફ વાળે તો તેનું તો કહેવું જ શું ? બોલવાના ઘણા ગુનાહ છે. જ્યારે ખામોશી ઘણી ઓછી કોઈક પ્રસંગે ગુનાહ બની જતી હોય છે. દાખલા તરીકે જ્યાં અમ્ર બિલ મઅરૂફ વ નહ્ય અનિલ મુન્કર વાજિબ હોય ત્યાં ખામોશી અપનાવી લેવામાં આવે તો તે ગુનાહ બનશે, પરંતુ સામાન્ય સંજોગોમાં તો ખામોશી જ બેહતર અને અફઝલ હોય છે. ઘણા ખરા વધારે બોલવામાં કમાલ સમજે છે. વધારે બોલવું એ કમાલ નથી. વધારે બોલવા કરતાં ખામોશી એ કમાલનો ગુણ છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઇરશાદ ફરમાવ્યો કે જ્યારે તમે કોઈ એવા બંદાને જુઓ કે જેને દુનિયાથી બેરગબતી (નિઃરસતા) હોવાથી એને ઓછું બોલવાની નેઅમત આપવામાં આવી છે તો તેના કરીબ (નિકટવર્તી) બની જાવ (એટલે કે તેની સોહબત અપનાવી લો), કારણ કે તેના ઉપર હિકમત ઊતરતી હોય છે (એટલે કે તેના દિલમાં અલ્લાહ પાક હિકમતની વાતો નાખે છે). *(મિશ્કાતુલ્ મસાબીહ : ૪૪૬)*

એક હદીસમાં ઇરશાદ છે કે જેણે પોતાની જીભને સાચવી તો અલ્લાહ તઆલા તેની એ વસ્તુઓની પરદાપોશી કરશે–છુપાવશે, જેનું જાહેર થવું

અપ્રિય હોય છે અને જે શખ્સે પોતાના ગુસ્સાને રોકી લીધો તો અલ્લાહ તઆલા પોતાનો અઝાબ તેનાથી અટકાવી દેશે અને જે શખ્સ અલ્લાહ તઆલાના દરબારમાં દરગુજર પેશ કરશે (તૌબા કરશે) તો અલ્લાહ તઆલા તેનો સ્વીકાર કરશે. *(મિશ્કાતુલ્ મસાબીહ : ૪૩૪)*

હઝરત તાઉસ (રહ.) ફરમાવે છે કે મારી જીભ હિંસક પ્રાણી જેવી છે. જો તેને કાબૂમાં રાખીશ નહિ, અંકુશ વિનાની બનાવી દઈશ તો મને જ ખાય જશે.

હઝરત હસન (રદિ.) ફરમાવે છે કે તે માણસ દીનમાં અકલમંદ નથી કે જે પોતાની જીભ સાચવતો નથી. એક બુઝુર્ગ ફરમાવે છે કે જો તમને તમારી વાતો લખવા માટે કાગળ ખરીદવાની જરૂરત પડત તો તેને ખરીદવા માટેની કિંમતના—બોજના લઈને વધારે બોલવાથી જ તમે અટકી જાત.

હઝરત રબીઅ બિન ખસીમ (રહ.)એ વીસ વરસ સુધી દુનિયાને લગતી કોઈ વાત કરી નહિ. જો કોઈ વાત કરતું તો પાસે કાગળ તથા કલમ રાખી મૂકતા અને તેને લખી લેતા. પછી સાંજ પડયે તે લખાણ સામે રાખીને પોતાના નફસ સાથે હિસાબ કરતા કે ફલાણી વાત કઈ જરૂરત અનુસાર કરી, જરૂરત પ્રમાણે વાત કરી કે જરૂરતથી વધારે વાત કરી ?

આવા બુઝુર્ગોના બનાવો ઈહયાઉલ ઉલૂમ વગેરેમાં લખાયેલા છે.

(૪૦)

## વ્યર્થ વાતો દિલને સખત બનાવે છે અને અલ્લાહથી દૂર રાખે છે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહના ઝિક્ર સિવાય વધુ પડતી વાતો કર્યા ન કરો, કારણ કે અલ્લાહના ઝિક્ર સિવાય વધુ પડતી વાતો કરવી એ દિલ સખત હોવાના સબબરૂપ છે. બેશક, તે કલ્બ યા દિલને અલ્લાહથી દૂર રાખે છે. *(મિશ્કાતુલ મસાબીહ : ૧૯૦, તિરમિઝી)*

**વિવરણ** : આ હદીસથી જણાય છે કે અલ્લાહનો ઝિક્ર ચાહે એટલો કરવામાં આવે તેમાં ભલાઈ ભરેલી છે. તેમાં ખૈર અને બરકત જ છે. તેના

લઈને આ દુનિયામાં શાંતિ અને સુખ મળે છે, આખિરતમાંય તેનો અજર અને ફળ મળનાર છે અને બુલંદ દરજા નસીબ થવાના છે. અલ્લાહના ઝિક્રમાં તે બાબતોનો પણ સમાવેશ થઈ જાય છે, જે દીની જરૂરત માટે કરવામાં આવે. દાખલા તરીકે દીનીયાતનું પઢવું અને પઢાવવું, મસાઈલ શીખવા અને શિખવાડવા, ખૈર–ભલાઈનો રસ્તો બતાવવો, બુરાઈથી રોકવું, વગેરે. ઝિક્ર સિવાય વ્યર્થ વાતો કરવામાં ન આવે. ઈન્સાનને દુન્યવી જરૂરત માટેય વાત કરવી પડે છે. જરૂરત પૂરતી થોડી ઘણી વાતચીત કરી કામ ચલાવવું જોઈએ.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ઝિક્ર સિવાય વધુ પડતી વાતો ન કરો. વધારે ન બોલો. વધારે બોલવાથી દિલ સખત–કઠણ બની જાય છે. આમ, દિલની કઠોરતા અલ્લાહના ઝિક્રથી તથા બીજી દીની બાબતોથી રોકે છે. જેના કારણે ઈન્સાન અલ્લાહથી દૂર થતો જાય છે. આ સખત દિલથી બે બાબતો ખાસ વ્યક્ત થાય છે. અલ્લાહના હક્કોની અદાયગી પણ થતી નથી અને મખ્લૂક સાથેય રહમોકરમ અને શફકતભર્યો વર્તાવ આચરાતો નથી. સ્વભાવમાં પણ કઠણાઈ આવી જાય છે. ઝઈફો–વૃદ્ધો તરફ રહમ નથી વર્તાતી. વાતોમાં આડોડાઈ અને વાંકાપણું આવી જાય છે, જેનો અનુભવ સતત થતો રહે છે. જેઓ વ્યર્થ બકવાસ કરતા રહે છે, અર્થ વિનાની વાતોમાં ગળાડૂબ રહે છે અને ઝિક્રુલ્લાહ સિવાય વધુ પડતી વાતોમાં મશગૂલ રહે છે તેઓની આંતરિક તથા બાહ્ય હાલતની ચકાસણી કરવામાં આવે તો તેઓનાં દિલની સખતાઈ–કઠોરતા સ્પષ્ટ વર્તાય જાય છે. તેઓનાં દિલ સખત બની ગયા હોવાનું જણાશે.

(૪૧)

## અમ્ર બિલ મઅરૂફ અને નહ્ય અનિલ મુન્કર તથા ઝિક્રુલ્લાહ સિવાયની દરેક વાત વબાલ સમાન છે

હઝરત ઉમ્મે હબીબહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે ઈન્સાનની દરેક વાત (જે તેના મોઢામાંથી નીકળે) તેના માટે વબાલ છે અને નુકસાનની વસ્તુ છે. તે

ફાયદાની વસ્તુ નથી, સિવાય કે અમ્ર બિલ મઅરૂફ કરે અથવા નહ્ય અનિલ મુન્કર કરે અથવા અલ્લાહનો ઝિક્ર કરે. *(મિશ્કાતુલ મસાબીહ : ૧૯૮, તિરમિઝી)*

**વિવરણ** : આ મુબારક હદીસમાં આ બતાવવામાં આવ્યું છે કે માણસ જે કાંઈ પણ વાત પોતાના મોઢામાંથી ઉચ્ચારે છે તે તેના માટે વબાલ હોય છે. તે તેના માટે લાભદાયક નથી. હા, અમ્ર બિલ મઅરૂફ કરે એટલે કે સારાં કામો કરવા કહે અથવા નહ્ય અનિલ મુન્કર કરે એટલે કે બુરાં–નઠારાં કામોથી રોકવાની વાત કહે અથવા અલ્લાહનો ઝિક્ર કરે તો આ સંબંધી જે કાંઈ પણ તેની જીભેથી નીકળે તે તેના માટે ફાયદાકારક નીવડશે. જે ગુનાહોની વાતો પોતાની જીભેથી નીકળે તેનો વબાલ–નુકસાન તો દેખીતું જ છે. જે વાતો વ્યર્થ છે એટલે કે ન તો ગુનાહો ભરેલી છે કે ન તો તેમાં કશો સવાબ સમાયેલ છે તેમાં મશગૂલ રહેવું એમાંય નુકસાન તો સમાયેલું જ છે. એટલા માટે કે જેટલા વખત સુધી એ વાતો જીભેથી નીકળી જેના ઉપર ન તો અઝાબ છે, ન તો સવાબ છે, તો એટલા વખત સુધી અલ્લાહનો ઝિક્ર કરી લેવામાં આવત તો ઘણા મોટા દરજ્જા નસીબ થાત. દુનિયાના વેપારી મૂળ માલમાં ઘટાડો થવાને તો નુકસાન કહે જ છે, પરંતુ વરસ પર્યંત મહેનત કરવાના પરિણામે જેટલા પ્રમાણમાં નફાની આશા હતી તેટલો નફો ન મળે તો તેનેય તેઓ નુકસાન જ કહેતા હોય છે. ભલે, મૂળ મૂડી કે સંપત્તિ સલામત હોય અને થોડો ઘણો નફો પણ થયો હોય. આખિરતના વિષયમાં પણ આમ જ સમજી લેવું જોઈએ કે જેટલા વખત સુધી વ્યર્થ વાત કરી–જીભ તેમાં રોકી એટલો વખત બરબાદ કર્યો. એટલા વખત સુધી અલ્લાહનું નામ લેવામાં આવત તો આખિરતમાં તેના બદલામાં મોટા મોટા પહાડોથી પણ વધીને બદલો અને ફળ નસીબ થાત. વળી, આમ કરીને જે વસ્તુ મળી શકે તેમ હતી તે પણ ન મેળવી તો એ પણ એક પ્રકારનું નુકસાન જ છે. અમ્ર બિલ મઅરૂફ અને નહ્ય અનિલ મુન્કર પણ ઝિક્રુલ્લાહનો એક ભાગ જ છે. જે શખ્સ ઈખ્લાસ સાથે દીનના કોઈ પણ કામમાં પરોવાય તો તેનો એ અમલ ઝિક્રમાં જ ગણાય છે. છતાંય હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમ્ર બિલ મઅરૂફ અને નહ્ય અનિલ મુન્કરને જુદી રીતે વર્ણવ્યો, કારણ કે દીને ઈસ્લામમાં આ બે બાબતોનું ઘણું જ મહત્ત્વ છે. જેમ કે પોતે નેક બનવું અને ગુનાહો છોડવા જરૂરી છે, એ જ રીતે બીજાઓને નેકીઓ તરફ વાળવા અને ગુનાહોથી અટકાવવા પણ જરૂરી છે.

**મુસલમાનોની જવાબદારી :**

વાત આમ છે કે અલ્લાહ તઆલાએ બંદાઓની હિદાયત માટે પોતાના અહકામ મોકલ્યા–ઉતાર્યા છે, જે કુર્આને મજીદ અને હદીસે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દ્વારા બંદાઓ સુધી પહોંચ્યા છે. આ અહકામમાં ઘણાં કામ અમલમાં મૂકવાના છે એને "મઅરૂફ" એટલે કે નેકી કહેવામાં આવે છે. આ ખુદા તઆલાની પસંદિત વસ્તુઓ છે અને ઘણા અહકામમાં એવાં કામ બતાવવામાં આવેલાં છે કે જેને કરવાની મનાઈ છે, તેને "મુન્કર" કહેવામાં આવે છે. એટલે કે બૂરાં–નઠારાં કામ, જે અલ્લાહ તઆલાની શરીઅતમાં નથી. ઈસ્લામને તેની સાથે મેળ ખાતો નથી. એ અલ્લાહ તઆલાને અપ્રિય અને નાપસંદ છે. "મઅરૂફ"માં વાજિબાત, સુન્નત, મુસ્તહબ્બાત બધું જ દાખલ છે અને 'મુન્કર'માં હરામ, મકરૂહ (તહરીમી અને તન્ઝીહી) એ બધું જ દાખલ છે. સૌથી મોટી નેકી ફર્ઝ અને વાજિબને અંજામ આપવી એ છે અને સૌથી મોટો ગુનાહ હરામને આચરણમાં મૂકવું એ છે. જે બંદો ઈસ્લામ કબૂલ કરી લે છે તેના માટે એટલું જ પૂરતું નથી કે તે પોતે નેક બની જાય, બલકે નેક બનવાની સાથે (ખાસ કરીને પોતાના તાબા હેઠળના લોકોને) નેક બનાવવાની પણ તેની મોટી જવાબદારી છે. કેટલાક લોકો પોતે તો દીનદાર હોય છે, પરંતુ તેઓને બીજાઓની દીનદારીની લગીરે પરવા હોતી નથી. જો કે મુઅમિનના જે ખાસ ગુણો કુર્આન મજીદમાં વર્ણવવામાં આવેલ છે તેમાં નેકીઓનો હુકમ કરવા વિશેના અને બુરાઈઓથી રોકવા બાબતના ગુણને ખાસ મહત્ત્વ આપવામાં આવ્યું છે.

**મુઅમિનના ખાસ ગુણો :**

સૂરએ તવબહમાં ઈરશાદ છે : "અને મુસલમાન મરદ અને મુસલમાન ઓરતો પરસ્પર એકબીજાના (દીની) સાથી છે. આ લોકો નેક વાતોની શીખ આપે છે અને બૂરી વાતોથી અટકાવે છે. નમાઝ કાયમ કરે છે. ઝકાત આપે છે અને અલ્લાહ તથા તેના રસૂલ (સલ.)ની ફરમાંબરદારી કરે છે. ટૂંકમાં જ અલ્લાહ તઆલા તેમના ઉપર રહમ ફરમાવશે."

વાસ્તવમાં અમ્ર બિલ મઅરૂફ (નેકીઓનો હુકમ) કરવું અને નહ્ય અનિલ મુન્કર (બુરાઈઓથી રોકવું) મોટી ફરજ છે, જેનો મુસલમાનોએ ત્યાગ કરી દીધો છે.

હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે તમારા પૈકી કોઈ શખ્સ નઠારું કામ થતું જુએ તો તેને પોતાના હાથથી અટકાવી દે (એટલે કે બુરાઈ કરનારને પોતાની તાકાત વડે રોકી દે). જો આવી તાકાત ન હોય તે કામ જીભ વડે કરે, એટલે કે બુરાઈ કરવાનું જીભ વડે રોકી દે. જો આમ કરવાની પણ તાકાત ન હોય તો તેને બૂરું જ સમજે (અને દિલથી બૂરું–ખોટું માની ખામોશ બની જવું અને હાથ તથા જીભથી ન રોકવું) એ ઈમાનનો સૌથી કમજોર દરજ્જો છે.

**દઅવતે ફિક્ર :**

આપણે બધા મળીને આપણી હાલતનો વિચાર કરીએ. આપણે આપણી નજરો સામે જ ગુનાહ થતા જોઈએ છીએ. નમાઝો કઝા થઈ રહી છે. રોઝા છૂટી જઈ રહ્યા છે. શરાબ પીવાઈ રહી છે. રુશવતના માલથી ઘરો ભરાઈ રહ્યા છે. જાતજાતની બેહયાઈ ઘરોમાં સ્થાન જમાવી રહી છે. આ બધું આપણી નજરો સામે જ છે. કેટલા મર્દો અને અવરતો એવી છે, જે ઈસ્લામના દાવેદાર છે અને આવી વસ્તુઓને રોકે છે ? ઉઘાડી રીતે જ ખુદાએ પાકની નાફરમાનીઓ થઈ રહી છે, પરંતુ ન તો તે પ્રત્યે દિલમાં નફરત છે કે ન તો જીભેથી તેની વિરુદ્ધ કશું કહેવાય રહ્યું છે અને હાથથી રોકવાની તો વાત જ ક્યાં કરવાની છે ?

બીજાઓને નેકીઓ તરફ વાળવા અને બુરાઈઓથી રોકવા એ તો બાજુએ રહ્યું, પરંતુ પોતાનું જ જીવન ગુનાહોથી ખરડાઈ રહ્યું છે. પોતે પણ ગુનાહો કરે છે, અવલાદને અને બીજા આશ્રિતોને પણ ગુનાહોમાં ડૂબેલા જુએ છે, બલકે તેઓને ગુનાહોમાં નાખે છે. પોતાના વાણી તથા વર્તનથી તેઓને ગુનાહોમાં જોઈને ખુશ થતા હોય છે. સ્પષ્ટ છે કે આ રીતભાત અલ્લાહ તઆલાની રહમતને લાવનારી નથી, બલકે અલ્લાહના અઝાબને લાવનારી છે. અઝાબ આવે છે ત્યારે પરેશાન બની જઈએ છીએ. દુઆઓ કરીએ છીએ. તસ્બીહો ફેરવીએ છીએ. સાથે સાથે શિકાયત કરતા ફરીએ છીએ કે દુઆઓ કબૂલ થતી નથી, મુસીબત દૂર થતી નથી. દુઆ કઈ રીતે કબૂલ થાય અને મુસીબત કઈ રીતે દૂર થાય ? આપણે ન તો ગુનાહો છોડીએ છીએ કે ન તો બીજાઓને ગુનાહોથી રોકીએ છીએ. ગુનાહોની અધિકતાના લઈને મુસીબતો આવે છે ત્યારે નેક બંદાઓની દુઆઓ પણ કબૂલ થતી નથી. જેમ કે અહાદીસ શરીફમાં વર્ણન છે : "જેઓ પોતાને નેક માને–સમજે છે અને બીજાઓ પણ તેમને નેક

સમજે છે તેઓને પોતાની ઈબાદત તથા ઝિક્ર–ફિક્રનો ખ્યાલ હોય છે, પરંતુ બીજાઓને જ નહિ, પોતાની ઔલાદને ય ગુનાહોથી નથી રોકતા. મોટા તહજ્જુદ ગુઝાર હોય છે. લાંબી લાંબી નવાફિલ પઢે છે. પોતે તો ખાનકાહના મુર્શિદ છે, પરંતુ છોકરાંઓ ખાનકાહોમાં જ દાઢીઓ મુંડાવી રહ્યાં છે. છોકરીઓ બેપરદા છે, પરંતુ અબ્બાજાન છે કે પોતાની નેકીના ઘમંડમાં સપડાયેલા છે. કદી એક શબ્દ સુદ્ધાંય બુરાઈઓની રોકટોક માટે ઉચ્ચારતા નથી !

**એક વસ્તી ઉલટાવવાનો હુકમ :**

એક હદીસમાં ઈરશાદ છે કે અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ (અલૈ.)ને ફલાણી ફલાણી વસ્તીને તેમાંના રહેનારાઓ સાથે જ ઉલટાવી દેવાનો હુકમ કર્યો. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ અરજ કરી કે હે પરવરદિગાર ! તેમાં તારો ફલાણો બંદો પણ છે, જેણે એક પલક ઝબકે એટલા પ્રમાણમાં (પણ) તારી નાફરમાની નથી કરી (શું તેને પણ આ અઝાબમાં સમાવી લેવામાં આવે ?) અલ્લાહ તઆલાનો ઈરશાદ થયો કે એ વસ્તીને એ શખ્સ તથા વસ્તીમાં રહેનારા બધા સહિત ઉલટાવી દો, કારણ કે એ શખ્સ પોતે તો નેકીઓ કરતો રહ્યો અને નાફરમાનીઓથી બચતો રહ્યો, પરંતુ તેના ચહેરા ઉપર મારા (અહકામના) વિષયમાં કદી કોઈ વખત કરચલી પણ નથી પડી. *(મિશ્કાત શરીફ)*

અમ્ર બિલ મઅરૂફ અને નહ્ય અનિલ મુન્કરની જવાબદારી અદા કરવામાં કોતાહી કરવાનો વબાલ કેટલા પ્રમાણમાં છે તે આ હદીસ શરીફથી સ્પષ્ટ થાય છે.

(૪૨)

## જીભ સદા અલ્લાહની યાદમાં પરોવાયેલી રાખો !

હઝરત અબ્દુલ્લાહ બિન બુસ્ર (રદિ.)થી રિવાયત છે કે એક માણસે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આમાં શક નથી કે ઈસ્લામની ચીજો ઘણી છે (પરંતુ) તે બધા ઉપર અમલ કરવો મારા માટે કઠિન છે. આથી મને કોઈ એવી વસ્તુ (એવો અમલ) બતાવી આપો કે જેને હું મજબૂતીથી વળગી રહું. તેના જવાબમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે

**તમારી જીભ હંમેશા અલ્લાહના ઝિક્રથી તર રાખો !**

*(મિશ્કાત : પૃ. ૧૯૮, તિરમિઝી, ઈબ્ને માજહ)*

**વિવરણ** : જે ફરાઈઝ છે તે તો ગમે તેમ અદા કરવા ફર્ઝ છે. આ ઉપરાંત બીજી જે વસ્તુઓ છે તેને અદા કરવું પણ લાઝિમ–જરૂરી છે. તેની સંખ્યા પણ વધારે નથી, જેના ઉપર અમલ કરી શકાય તેમ છે, પરંતુ જે બાબતો મુસ્તહબ છે તે એટલી બધી છે કે તે બધા જ ઉપર અમલ કરવું શકય નથી. એક કરીએ અને દસ–વીસ છૂટી જાય છે, કારણ કે એક સમયમાં એક જ કામ થઈ શકે છે. આ વસ્તુ ધ્યાનમાં લઈ એક સહાબી (રદિ.)એ અરજ કરી કે મને કોઈ એકાદ એવી વસ્તુ બતાવો કે તેના ઉપર હું લાગેલો રહું અને તેના ઉપર અમલ કરવાના લઈને જે નેકીઓ છૂટી જવાનું નુકસાન છે તે ભરપાઈ થઈ શકે. તેના જવાબમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને જીભને લગતો એક અમલ બતાવી દીધો. તે આ કે તમારી જીભ સદા અલ્લાહની યાદમાં પરોવાયેલી રહેવી જોઈએ. કુર્આન મજીદમાં અને અહાદીસે શરીફહમાં ઠેક ઠેકાણે સતત ઝિક્ર કરવાની તરગીબ–પ્રેરણા અપાયેલી છે. સૂરએ અહઝાબમાં ઈરશાદ છે :

"હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ તઆલાને સતત યાદ કર્યા કરો. સવાર અને સાંજ તેની તસ્બીહ બયાન કરો."

અલ્લાહનો ઝિક્ર ઘણી મોટી દોલત છે. જે શખ્સ પોતાની ઝબાનને અલ્લાહની યાદમાં લગાવેલી રાખે, આખિરતમાં મોટા મોટા દરજાઓ પામશે. જે શખ્સ ઝિક્રુલ્લાહની આદત નાખી દે અને પોતાની ઝબાનને તેમાં જ પરોવાયેલી રાખે તો તે તારી–મારી બુરાઈઓથી પણ સુરક્ષિત રહેશે. ફુઝૂલ અને વ્યર્થ કામો–વાતોથી પણ બચેલો રહેશે. જૂઠ, તોહમત, ચુગલી, ગાળ–અપશબ્દો અને દરેક બૂરી વાતોથી બચી જશે.

એક હદીસમાં ઈરશાદ છે કે જે શખ્સ એ વાતોથી આજિઝ (લાચાર) હોય કે રાતોમાં તકલીફ ઉઠાવે (નમાઝે તહજ્જુદ પઢી શકે તેમ ન હોય), માલ ખર્ચ કરવામાં કંજૂસાઈ કરે અને દુશ્મનનો સામનો કરવામાં બુઝદિલ હોય તો આવા માણસ માટે ઈચ્છનીય છે કે તે અલ્લાહનો ઝિક્ર વધારે પ્રમાણમાં કરે.

*(અત્તરગીબ વત્તરહીબ)*

એક બીજી હદીસમાં છે કે ઘણા લોકો પથારીઓ ઉપર અલ્લાહને

યાદ કરશે તો અલ્લાહ તઆલા તેઓને બુલંદ દરજ્જાઓમાં દાખલ કરી દેશે. *(અત્તરગીબ વત્તરહીબ)*

હઝરત સઈદ ખુદરી (રદિ.) રિવાયત કરે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે એટલા બધા પ્રમાણમાં અલ્લાહનો ઝિક્ર કરો કે લોકો તમને દીવાના યા પાગલ કહેવા માંડે. *(અત્તરગીબ વત્તરહીબ)*

હઝરત ઉમ્મે અનસ (રદિ.)એ અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને કાંઈ વસિય્યત ફરમાવો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ગુનાહોને છોડી દો, કારણ કે તે ઉત્તમોત્તમ હિજરત છે અને ફરાઈઝની પૂરતી પાબંદી કરો, કારણ કે તે ઉત્તમોત્તમ જિહાદ છે. વધુ ને વધુ અલ્લાહનો ઝિક્ર કરો, કારણ કે વધુ ને વધુ ઝિક્રથી વધીને કોઈ વસ્તુ અલ્લાહના નજીક મહબૂબ નથી, જેને લઈ તમે અલ્લાહની બારગાહમાં હાજર થાવ. *(અત્તરગીબ વત્તરહીબ)*

જેણે પોતાની જીભને સતત અલ્લાહના ઝિક્રમાં પરોવાયેલી રાખી તેણે પોતાની જીભની સાચી કિંમત પારખી લીધી, એટલું જ નહિ, બલકે તે ઘણા બધા ગુનાહોથી બચી ગયો, બલકે આખિરતના મોટા દરજ્જાઓ મેળવવાનો તે હક્કદાર બન્યો. *(જઅલનલ્લાહુ મિન્હુમ : અલ્લાહ આપણો પણ એ સમૂહમાં સમાવેશ કરી લે).*

**(નોટ) : જીભની હિફાઝતને લગતી અહાદીસ અને તેમનું ભાષાંતર અને વિવરણ લખ્યા પછી આ છેવટની ત્રણ હદીસો અમે એટલા ખાતર નકલ કરી છે કે વાંચકોને જીભના નુકસાન જાણ્યા પછી આ પણ જાણવા મળે કે જીભના ફાયદા અને ખૂબીઓ શી છે ? વળી, જે શખ્સ પોતાની જીભને બુરાઇઓથી બચાવેલી રાખે તેના માટે એવી કઇ વસ્તુઓ છે, જેમાં પોતાની જીભને મશગૂલ રાખે. આ ત્રણ અહાદીસથી જાણવા મળ્યું કે જીભને અલ્લાહના ઝિક્ર અને અમ્ર બિલ મઅરૂફ અને નહ્ય અનિલ મુન્કરમાં તથા બીજી દીની બાબતોમાં પરોવાયેલી રાખે, જે બાબતો આખિરતમાં કામ આવવાની છે.**

**☆ સમાપ્ત ☆**